वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदोः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



# અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

***"Sri Govinda Deekshita Ghatika Sthanam"***

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866
E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુક્લ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન સાદું (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

# અનહદ બાની



□ સુભાષ ભટ્ટ

**ત**થાગત-બુદ્ધના સમયમાં એક પરમ ત્યાગી-વૈરાગી સાધુ હતા. સૌ તેમને સંબુદ્ધ માનતા પણ તેમને થતું કે તેઓ બદ્ધ છે, મુક્ત નથી. તેમને થયું કે સ્વયં તથાગતને મળું. બસ, તેઓ ચાલી નીકળ્યા - દિવસો બાદ પહોંચ્યા. ‘જ્યારે વિહાર પર પહોંચ્યા ત્યારે જાણ થઈ કે તથાગત તો નગરમાં ભિક્ષા માટે ગયા છે. એક ભિખ્ખુએ તેમને પ્રતિક્ષા કરવા માટે સૂચન કર્યું. પણ અધીર સાધુ તો નગર માટે નીકળી પડ્યા. જે પળે તથાગતને જોયા કે તેમનાં ચરણમાં બેસી પડ્યા:

સાધુ: આપ તો મુક્ત છો, મને પણ મુક્તિનો માર્ગ ચીંધો અને મુક્ત કરો.

બુદ્ધ: ચાલો, આપણે વિહારમાં જઈએ. નિરાંતે વાતો કરીએ.

સાધુ: હું વૃદ્ધ છું. મારી પાસે સમય નથી બચ્યો. મૃત્યુ ગમે તે પળે મને આંબી જશે. મને અહીં અને અત્યારે જ મુક્તિ સમજાવો.

બુદ્ધ: (સાધુના ખભા પર કરુણાપૂર્વક હાથ મૂકે છે અને બોલે છે...)

જ્યારે જુઓ ત્યારે માત્ર જુઓ,
જ્યારે સાંભળો ત્યારે સાંભળવું બની જાઓ,
જ્યારે સૂંઘો ત્યારે સુવાસ બની જાઓ,
જ્યારે સ્વાદ લો ત્યારે સ્વાદ બની જાઓ,
જ્યારે સ્પર્શ કરો ત્યારે સ્પર્શ બની રહો,
જ્યારે વિચારો ત્યારે વિચાર બની જાઓ...

કદાચ તથાગત કહે છે કે આપણું બંધન આપણા દ્વૈતમાં છે: જોનાર અને જોવાનું, સાંભળનાર અને સાંભળવાનું વગેરે. સરવાળે આ બધું કરનારા કર્તા બોજ બને છે. જ્યારે આપણો આનંદ કે મુક્તિનો અનુભવ એમ કહે છે કે ગાનાર ગીત ન બને કે નાચનાર નૃત્ય ન બને તો શ્રેષ્ઠ ગીત કે નૃત્ય નથી સર્જાતાં. અહીં નથી અને ત્યાં છે તે આનંત્ય નથી, આજે નથી અને કાલે છે તે શાશ્વતી નથી. મુક્તિ કોઈ સ્થળ-સમય નથી પણ સમગ્રના ઐક્યનો અનુભવ છે. શોધનાર અને શોધાય છે તે અલગ નથી.

❑❑❑

૧૧૪



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**


**વર્ષ : ૪૧ અંકઃ ૧૦, ફેબ્રુઆરી ૨૦૨૧**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ

**દીપક દોશી**

વરિષ્ઠ ઉપ-સંપાદક

**અનસૂયા સિંધાત્રા**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

**પ્રકાશક :**

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan@yahoo.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :**
રાગ હિંડોલ - કાંગરા
પ્રેષક : અભિજિત વ્યાસ

---


લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.

સા. વિ. ન અમૃતમહોત્સવ

ક. મા. મુનશી ૧૨૫ વર્ષ



# મુનશીવાણી

## ઇતિહાસનું પરિવર્તનબિંદુ

**મારા નવયુવાન મિત્ર,**

**ચીન**નું આક્રમણ આપણા ઇતિહાસનું એક પરિવર્તનબિંદુ છે. આપણે આ તક ઝડપી લઈ, આજના અસ્થિર જગતમાં આપણી રક્ષા કરવા માટે પૂરતી શક્તિ ધરાવતા લશ્કરી દિમાગવાળા રાષ્ટ્ર તરીકે અસ્તિત્વમાં આવી શકીએ, અથવા તો, સામ્યવાદી સત્તાઓનો નિર્દય નવસંસ્થાનવાદના ભોગ બનીને અધીન સત્તા રૂપે સરી પડીએ. આમાં કોઈ ત્રીજો રસ્તો છે જ નહીં.

જે જે રાષ્ટ્રોએ પ્રતિકાર માટેની દૃઢ ઇચ્છાશક્તિ વિકસાવી છે એ આવા સંજોગોમાં વધુ દૃઢ બની શક્યાં છે. જો ચીનના આક્રમણને ખાળી કે રોકી શકાશે તો આપણે વધુ સંગઠિત અને શક્તિશાળી રાષ્ટ્ર બનીશું.

યુદ્ધ હવે આપણા માટે દૂરસુદૂરની જાગૃતિનો વૈશ્વાનર, એને બુઝાવા દેવો ન જોઈએ. તો જ જાહેર જીવન પર તેનો અપેક્ષિત પ્રભાવ પડશે. જાહેર જીવનમાંના સંકુચિત પ્રવાહો શમી જશે અથવા તો ગૌણ બની જશે. વ્યક્તિઓ અને જૂથોમાં એકાગ્રચિત્તે સંરક્ષણની તૈયારીઓ કરવાની ઝંખના પ્રથમ સ્થાન લેશે, રાજકીય સત્તા માટેની લડત ગૌણ બની જશે.

પરંતુ આ બધાનો આધાર તો સરકાર તાકીદની પરિસ્થિતિમાં કઈ રીતે કામ લે છે તેના પર છે. જો સરકાર, શક્તિનો કોઈ આદર્શ ન ઊભો કરે અને કેવળ ઉદ્‌બોધક વચનોથી જ સંતોષ માની લે તો આવી છે એ જાગૃતિ પણ ધીરે ધીરે વિલાઈ જશે.

આજે એવી સરકારની જરૂર છે જે આ જુવાળનાં પરિબળોને સુઆયોજિત અને ઝડપી વહેણવાળા પ્રવાહમાં નાથી શકે.

પ્રતિકાર માટેની રાષ્ટ્રીય ઝંખનાને જો કાર્યક્ષમ, રાજ્યતંત્ર નિર્બંધ વહેવા માટે મોકળાશ ન આપે તો આ ઝંખના ઝાઝું સિદ્ધ કરી શકતી નથી. જ્યાં સરકાર નિષ્ફળ જાય છે ત્યાં રાષ્ટ્રો પતનની ગર્તામાં સરી જાય છે - સિવાય કે લોકોમાં વધુ શક્તિશાળી સરકાર સ્થાપવાનું શાણપણ હોય!

**[ક્રમશઃ]**

## ॥ શબ્દમૂળની શોધ ॥



# ચિક્કી, ચીકી, ચીકટું

**☐ હેમન્ત દવે**

**ઉ**ત્તરાયણ ઉપર જે કેટલીક વાનગીઓ ખાસ બનાવવામાં આવે છે તેમાંની એક તે ચિક્કી. ગોળના પાયામાં અથવા ખાંડની ચાસણીમાં શિંગદાણા ભેળવીને એ બનાવવામાં આવે છે. આજકાલ તો બજારમાં અનેક પ્રકારની ચીકી મળે છે. *સાર્થ જોડણીકોશ* એની વ્યુત્પત્તિમાં મરાઠી ચિક્કીનો અને દેશ્ય चिक्कनो નિર્દેશ આપે છે. આમાં દેશ્ય चिक्कनो અર્થ 'થોડું' એવો થાય છે. 'થોડું' એવા મૂળ અર્થ ધરાવતા શબ્દ ઉપરથી આપણો 'ચીકી' શબ્દ ઊતરી આવવાનો ઇતિહાસ રસપ્રદ હોઈ શકે, પણ એમાં પડવાની જરૂર લાગતી નથી.

મને એમ લાગે છે કે એનો સંબંધ 'થોડું'ના અર્થના 'ચિક્ક' સાથે નથી પણ 'ચીક', 'ચીકણું', 'ચીકટું', 'ચીટકુ' (મોટે ભાગે તો વર્ણવ્યત્યયથી), વગેરે જેવા મૂળમાં ચીકાશ એવો અર્થ ધરાવતા 'ચિક-' સાથે છે. બારમી સદીના સર્વસંગ્રહ સમા ગ્રંથ *માનસોલ્લાસ*માં સંસ્કૃત चिक શબ્દ પંખી પકડવાના ગુંદરના અર્થમાં પ્રયોજાયો હોવાનું બરો અને એમનો એમના કોશમાં નોંધે છે. સમયની રીતે આ પ્રયોગ અર્વાચીન ગણાય. દ્રાવિડી ભાષાઓમાં કાનડીમાં 'જિગટુ', 'જિગટે', 'જિબટુ' એટલે ચીકાશ; 'જિગી', 'જિબી' એટલે ગુંદર, ગુંદર જેવું, ચીકાશ ધરાવતું; તેલુગુ ચિક્કન એટલે 'પ્રવાહીની એકસરખી ઘનતા, ચીકાશ, વગેરે (પ્રવિષ્ટિ ૨૪૮૮).

ચીકી બનાવવા માટેના ગોળના પાયા માટે આ શબ્દો બિલકુલ સમર્પક છે અને દેશ્ય 'થોડું'ના અર્થ ધરાવતા 'ચિક્ક' કરતાં વધારે સારા દાવેદાર છે. એમ ન હોય તો પણ 'ચીકટુ' એ શબ્દ કાનડી 'જિગટુ' પરથી આવ્યો હોવાની મને તો કોઈ શંકા નથી.

❑❑❑

# રસોઈઘર (સપ્તક)

## ☐ ચન્દ્રકાન્ત ટોપીવાળા

૧

સાણસી

પકડનું તારું લક્ષ્ય છે
તને પકડીએ તો બધું પકડમાં આવે
તારાં બે પાંખિયાંના સહકાર વિના
કશું પકડમાં આવવાનું નથી.
દાઝવાથી તું દૂર રાખે
ગફલત થાય તો માર્યા ઠાર
જો તું છટકી તો આવી બન્યું
મને ખબર છે તારી સ્થિરતા મારી સ્થિરતા
પર આધારિત છે
કોઈ તને પકડે તો એની પકડ માત્રથી
ખબર પડે કે કોઈ કેટલું પાવરધું છે.
રસોઈની પકડ, તારી પકડથી પરખાય છે.

૨

વેલણ

તું કોઈને હાથે ફેંકાય નહીં
ત્યાં સુધી તું અહિંસક છે.
તું આકર્ષક છે.
નાજુક હાથ તને કુશળતાથી ધારણ કરે છે
નાજુક હાથ તને કુશળતાથી રમાડે છે.
આંદોલિત લયે તું બરાબર ઘાટ ઉતારે છે.
તારો સમતોલ દબાવ ધીમે ધીમે
સંવાદી વર્તુળ રચે છે.
હું પૃથ્વીનું સંગીત સાંભળું છું.

૩

તવેથો

સ્થિરતા તારું લક્ષ્ય નથી.
તું ફર્યા કરે છે,
ઉપરતળે, તળેઉપર.
આમ ન થાય તો બધું નકામું.
અણઘડ હાથમાં તું બરાબર ન ફરે
ઘડાયેલો હાથ ફરે
બસ પછી તો જે જોઈએ તે બધું સહીસલામત
અણસરખું બને એમાં તારો વાંક ક્યાંથી?
કહીશું કે તને સરખો વાપરતા ન આવડ્યો.
યોગ્ય સમયે ઉથલાવી દેવાની કલાથી તો તારું
રાજ ચાલે છે.

૪

છીણી

છીણે છીણે નવતા ધારણ કરતું
એકમાંથી અસંખ્ય રચતું
તારું એ રમણીય રૂપ મારે માટે નવાઈનું કારણ છે.
પણ દરવખતે તું સાવધ રાખે છે
જરાક ધ્યાનચૂક ને ભળતું જ છિણાઈ જાય.
ઘાયલ પણ કરે
તારી ધાર વિનાશક રીતે પણ લોહિયાળ બની શકે
તું હંમેશાં માગે છે સ્થિર હાથની ગતિ!

૫

વલોણી

મન વલોવાય ત્યારે તું નજર સામે આવે
તું ચક્કર પર ચક્કર ફરે
તું ડાબે જમણે ઘૂમે
તારું એક માત્ર લક્ષ્ય-
કોઈ ગાંઠગઠ્ઠા ન રહે
કોઈ ફોદાં ન રહે

બધું સમરસ, અરે સાવ એકરસ થઈ જાય
પણ મારો વલોપાત, મારો ડહોળ
મારા ગાંગડા, મારાં ગચિયાં તો જેમનાં તેમ

૬

વઘારિયું

બધું થઈ જાય પછી પણ બધું થઈ ગયું હોતું નથી
એટલે તો હંમેશાં
કંઈક વધુ જોઈએ છે. આ જે વધુ તે તું.
તારું નામ તો પાડ્યું છે વઘારિયું, ભૂલમાં.
તારું નામ તો 'વધારિયું' હોવું ઘટે.
તું અવાજ ને ગંધ ચારેકોર ઉડાડી, ગજાવી
તું તડતડ સ્વાદના દલદલ ઉઘાડે છે
ત્રીજા ઘરેથી આવતી છીંક
તારી વધામણી ન ખાય તો છટ્ છે તને!

૭

ઝારો

અહીં સર્વમાં તું સંયમી છે.
તારા છિદ્રે છિદ્રે તારી ચોકી છે.
કોઈ પણ અતિશયથી તો તારા નાકનું ટેરવું
ચઢી જાય!
તું તો નિતારી નિતારીને બધું અંકે રાખે છે,

હંમેશાં,
તું બુન્દે બુન્દનો હિસાબ રાખે છે.
ઉડાઉપણું તારા સ્વભાવમાં નથી.
ઊકળતા તેલમાં કે પાણીમાં પ્રવેશતાં તને રોકે
કોણ?
તું હેમખેમ રહે છે અને રાખે છે.

## આવજા થતી રહેશે

**☐ દિલીપ જોશી**

હવાની જેમ મારી આવજા થતી રહેશે,
સમયના કોઈ ખૂણે વારતા થતી રહેશે.

બધાના ભાગ્યમાં ક્યાં હોય છે બધું સારું?
પરસ્પર પ્રેમમાં અવહેલના થતી રહેશે.

અધૂરા સ્વપ્નની માફક તને હું ઝંખું છું,
દિવસ ને રાત એની વેદના થતી રહેશે.

લ્યો પંખી થઈને ઊડ્યું આંખમાં નગર પાછું,
ચરણ લાચાર છે તો ધારણા થતી રહેશે.

ફકત એક રંગમાંથી કૈંક રંગ રેલાશે,
ને' કોરા કેનવાસે કલ્પના થતી રહેશે.

વિસામો દૂર છે રસ્તોય દૂર લાગે છે,
તમે સાથે ન હો ત્યારે સજા થતી રહેશે.

મળી જાહોજલાલી એટલે મળ્યા શબ્દો,
કરમના ધાગે ધાગે નિત દુઆ થતી રહેશે.

## ચાર ગઝલ

### □ શોભિત દેસાઈ

જે થઈ ગઈ પસાર, બધી ક્ષણ વિચારીએ
કૈં પણ વિચારવું નથી એ પણ વિચારીએ

શું મેળવ્યું, ગુમાવ્યું, ચૂક્યા શાને લીધે શું...
સમજૂતીઓ સ્વીકારતી સમજણ વિચારીએ

શું છુંદણાં! શું રંગ ત્વચાનો! અને શું આંખ!
વર્ષો પછી ફરીથી રબારણ વિચારીએ

એ સ્પર્શની રસમના ચમત્કારને સલામ
ફૂલોમાં મહેક મૂકતી માલણ વિચારીએ

શબ્દો ન આવે હોઠે, ગળું પણ સુકાઈ જાય
પહેલી વખતની મીઠ્ઠી વિમાસણ વિચારીએ

દિવસે અડું તો પારેવું સરકી જતું તરત
કામાંધ ડસતી રાતની નાગણ વિચારીએ

કોઈ પૂછે સવાલ કે રેશમથી લિસ્સું શું?
તરત જ ઢળેલી એમની પાંપણ વિચારીએ

ગેરુઆ રંગથી ભલે ચહેરા લીંપ્યા, છતાં-
કહેશે શું આ બનાવને દર્પણ - વિચારીએ

પથરા તો પૂરા પાડશે દુનિયા જરૂર... પણ-
ત્યાગી શકાય આજથી ગોફણ? વિચારીએ...

કૈં પણ રહ્યું ન હોય પરસ્પર જો શેષ, તો-
તારું ને મારું આત્મસમર્પણ વિચારીએ

સમજાઈ જાય જન્મથી મૃત્યુ સુધીનો ખેલ
વ્યાયામ ત્યારે એના ત્રણેત્રણ વિચારીએ

□

ભલેને ચોકી કરે સો સિપાહી ઝાકળની
ઊડી જવાનું, છે મારી આગાહી ઝાકળની...

જરા તપાસ કરો, સાકી થૈ ને મધરાતે
આ કોણ ઢોળી રહ્યું છે સુરાહી ઝાકળની?!

ભરે જો ડૂમો જરા રાત, એ રડે ચોધાર
અસલથી જાત રહી ભાવવાહી ઝાકળની

સૂરજ તો વાળશે નખ્ખોદ, પણ આ પળમાં તો-
સમસ્ત બાગમાં છે વાહવાહી ઝાકળની

જનમથી જાણી સમય અંતનો, જીવે છે ઘણું
છે બાકી... જૂજ ક્ષણોમાં તબાહી ઝાકળની

ટૂંકી મૂડીની ઉપર વેપલો કરે મોટો
તું ભૂલ માફ કરી દે ઇલાહી! ઝાકળની

સમય છે સામે, વિજય એનો છે નિયત ને છતાં
ગજબની ચાલ ચલે બાદશાહી ઝાકળની

ફૂલો ગયાં જો અદાલતમાં, એટલે હાર્યાં
ટકી શકી ન વધારે ગવાહી ઝાકળની

કદાચ એથી કશું પણ અમે લખી ન શક્યા
કલમ કિરણની બનાવી ને શાહી ઝાકળની



તીક્ષ્ણ, ડંખીલો ફર્ક કાંટામાં
આંગળાં છે સતર્ક કાંટામાં

સહેજ લપસાયું જો કળી પરથી
ઢૂકડું સાવ નર્ક કાંટામાં

રંગ ને મહેક પણ હતાં હાજર
તું રહ્યો કેમ ગર્ક કાંટામાં?!

માન ના હોત આટલું જગમાં
છે ગુલાબોનો અર્ક કાંટામાં

પાંખડીઓને પળમાં ભસ્મ કરી
છેવટે વિરમી બર્ક કાંટામાં

''ડંખવું કેમ જાય છે નિષ્ફળ?''
ગૂંચવાયો છે કર્ક કાંટામાં

શક્યતા મહેકે છે નીખરવાની
રક્તરંજિત છે તર્ક કાંટામાં



જો પડ્યો હોય પૂરો પરસેવો
રૂપિયો ત્યારે દીસે છે કેવો!

ચાહવું, લાગણી, મમતા, કરુણા
જિંદગીની આ બધી કુટેવો!!!!

જે સભામાં હો ઘણા વક્તા, ત્યાં
આપણે મુદ્દો કદી ના કહેવો

ધારી ધારીને મને જોઈ લે
છોડ્યો 'તો જેવો, છું બિલકુલ એવો

હારતું પહેલાં, જીતે છે અંતે
સાચનો પક્ષ હંમેશાં લેવો

આટલી કેમ ગઝલની જલદી?!
એકએક શબ્દને સાહો, સેવો

ખૂબ આનંદ છે, બોલાવી લે
દોર દૂરીનો હવે ક્યાં સહેવો!

પ્રશ્ન મૂંઝારી વધારે ત્યારે
જાણીએ તો ય ન ઉત્તર દેવો

રાહ જોવી ન પડી કોઈની
હું મને પ્રેમ કરું છું એવો

## ગીત

**☐ પ્રફુલ્લ પંડ્યા**

માણસની વારતા પૂરી થૈ ગઈ છે પણ માણસ કહે છે નથી થૈ!
માણસની વાત જે માણસને નડતી'તી, માણસ એ વીંધીને ગૈ!

હવે આરપાર માણસ'ને માણસની આરપાર ઇચ્છાઓ, તીર અને ભાલા!
જીવનમાં ખોટા ગણાયેલા દાખલાના થૈ આવ્યા આવા સરવાળા!

સરવાળે સરવાળે માણસની બાદબાકી ઊતરતી ભાંજણીએ થૈ!

જીવનની ભીંત્યું પર જેવું ચિતરાય, એને ઠીક માની અટક્યાં વિણ ચાલવું!
પહોંચ્યું પહોંચાશે અને નહીં પણ પહોંચાય તો શબ્દોને માથું ટેકાવવું!

માણસનું હોવું એ પૂરું થૈ જાવું એવી સમજણ બસ, વાર્તામાં રહી!

## ગઝલ

**☐ ભાવેશ સોલંકી**

સાવ સાદો થઈ ફરું તો વટ પડે,
તપ કરું હું આકરું તો વટ પડે!

એ વગર કીધે મને આપે ઘણા,
આંસુ આંખોને ધરું તો વટ પડે!

કોઈ બીજાને નડું એવો નથી,
જાત સામે કરગરું તો વટ પડે!

દિલથી નફરત હવે છોડી બધી,
માત્ર પ્રેમે દિલ ભરું તો વટ પડે!

આમ તો હૈયે જ રાખું છું સદા,
નામ પ્રભુનું લઈ મરું તો વટ પડે!

## ત્રણ રચનાઓ

### ☐ અનિલ ચાવડા

જિંદગીની કૈંક કપરી ભીંસમાંથી નીકળી છે;
મારી ગઝલો નહિ પડેલી ચીસમાંથી નીકળી છે.

મારી સાથેસાથે એને ઘર સુધી નહિ આવવા દઉં;
એક ઉદાસી જે અહીં ઓફિસમાંથી નીકળી છે.

કેટલીયે વાર એવું પણ થયેલું જોયું છે મેં,
બદદુવાઓ પણ ઘણી આશિષમાંથી નીકળી છે.

જો ચૂલા લગ નહિ જવા દો તો જશે જ્વાળામુખી લગ;
નાની અમથી આગ જે માચીસમાંથી નીકળી છે.

છે સમય તો બાર વત્તા બાર અંધારી ગુફાઓ,
ને હયાતી રોજ એ ચોવીસમાંથી નીકળી છે.



એટલો ઝાઝોય ના થઈ જાઉં બુદ્ધિશાળી હું;
શ્રેષ્ઠ કાવ્યો સાંભળી પાડી શકું નહિ તાળી હું!

લઈ લે દુનિયા સ્વાદ મારામાં જે લેવો હોય તે;
છું જગતના પાટ પર પીરસેલ એક પતરાળી હું.

રોજ હું મારો દિવસ ઔષધની માફક વાટું છું,
બાદમાં પી જઉં છું એને રાતમાં ઓગાળી હું.

જિંદગીની આગ! તું બાળે તો એવું બાળજે;
કે બળીને રાખ થઈ જઉં કોકને અજવાળી હું!

ઇચ્છતું'તું માંહ્યલાનું પંખી માળો બાંધવા,
તેથી ભીતર પકડી બેઠો છું શબદની ડાળી હું.



સાવ આવું કરવાનું, સાવ?
ગળચી દબાવીને હળવેથી કહો છો કે ગીત કોઈ સુરીલું ગાવ!

પહેલાં તો મોજાં પર મસ્તીથી તરવાની
ઝંખનાનું રોપો છો બીજ,
ત્યારબાદ સામેના કાંઠે બતલાવો છો
માંહ્યલાની મોહક કોઈ ચીજ

દરિયામાં તોફાનો ઊભાં કરીને પછી ભાડેથી આપો છો નાવ!
સાવ આવું કરવાનું, સાવ?

પેન્સિલથી સુખના બે અક્ષર જ્યાં પાડીએ
ત્યાં આવો છો રબર થઈ ભૂંસવા;
એકાદું આંસુ પણ સારીએ તો ડોકાતા
કેમ નથી રૂમાલ થઈ લૂછવા?

નખ જેવા દખને પણ ખોદી ખોદીને કરી નાખો છો ઊંડી કોઈ વાવ!
સાવ આવું કરવાનું, સાવ?



# ગરુડ અને ગોકળગાય

☐ મકરન્દ દવે

**એ**ક આશ્ચર્ય આપણે જોઈએ છીએ કે એક માણસ ઘણી સાધના કરે છે, તપશ્ચર્યા કરે છે, આધ્યાત્મિક જીવન ગાળે છે. વર્ષો સુધી એનું જીવન તપમાં જાય છે, સ્વાધ્યાયમાં જાય છે. અનેક તીર્થયાત્રા કરે છે. છતાં એને કોઈ પ્રાપ્તિ થતી નથી. એ માણસ હતો એવો ને એવો જ રહે છે. એને પોતાને પણ લાગે છે કે, 'મારામાં કાંઈ પરિવર્તન થયું નથી, કાંઈ ફેરફાર થયો નથી.' બીજો એક માણસ છે એણે આધ્યાત્મિક કહેવાય એવું જીવન જીવ્યું નથી હોતું. શાસ્ત્ર વાચન, તીર્થયાત્રા, તપશ્ચર્યા કે સાધના કરી હોતી નથી પણ અચાનક જ થોડા સમયમાં જ એ માણસ બદલાઈ જાય છે. એ વ્યક્તિની ધાતુ બદલાઈ જાય છે. આમ કેમ બને છે? આપણે આવા ઘણા પ્રસંગો જોઈએ છીએ.

એનું કારણ શું? આમ કેમ? પછી આપણે કહીએ કે પૂર્વજન્મની સાધના હશે એને કારણે થયું હશે. એ વાત પણ સાચી હોઈ શકે પણ એક વાત એ પણ હોઈ શકે કે તીવ્ર સંવેગ, સંવેગ શબ્દ છે, વેગ નહીં. સમ્યક વેગ - યથાયોગ્ય ગતિ. માણસ યથાયોગ્ય ગતિમાં મુકાઈ જાય ત્યારે કાંઈ ઘટના બને છે એ યથાયોગ્ય ગતિ એવી છે કે જેમાં દોડ પણ નથી અને શિથિલતા કે નિષ્ક્રિયતા પણ નથી. યથાયોગ્યતામાં મૂળભૂત ચક્ર - બ્રહ્મચક્રમાં નાનું ચક્ર એવું ગોઠવાઈ ગયું હોય એને કારણે હઠાત્, અચાનક લાગે એવી રીતે પડદા હટી જાય છે. એ ઘટના કહેવાતા સાધકમાં કેમ નથી બનતી? એનું કારણ એ પણ હોઈ શકે કે જે સાધના કરે છે, તપશ્ચર્યા કરે છે, તીર્થયાત્રા કરે છે, જે ઘણો મોટો ભાગ આધ્યાત્મિક કહેવાતા જીવનમાં ગાળે છે પણ તે તેની પાછળ માની લીધેલું અસ્તિત્વ સાથે લઈને ફરે છે. બહારની દૃષ્ટિએ ઘણી ગતિ કરી હોવા છતાં અંદરથી એક પગલું પણ વધી શક્યા નથી હોતા.

એને માટે આપણે બે દૃષ્ટાંત જોઈએ - એક ગોકળગાય અને બીજું ગરુડ. ગોકળગાય અને ગરુડમાં શું ફેર છે? ગોકળગાયની ગતિ ઘણી ધીમી છે. શા માટે? કારણ કે તે પોતાનું ઘર સાથે લઈને ફરે છે માટે. તમે જોયું હોય તો એક શંખલાની અંદર ગોકળગાય હોય

છે. અને જ્યારે તેને ભય લાગે ત્યારે તે અંદર ગરી જાય છે. આ આપણે પોતાનું ઘર લઈને હિમાલય જઈએ એવું છે. વિચાર કરજો - ક્યાંક ને ક્યાંક આપણે આપણી બેડી લઈને કહેવાતી મુક્તિના મેદાનમાં, આધ્યાત્મિકતામાં ફરતા હોઈએ છીએ. મુખ્ય કાર્ય તો ઘરને પ્રજાળી મૂકવાનું છે, ઘરનો પાયામાંથી જ નાશ કરવાનું છે. ગરુડ આકાશમાં ઊડે છે. એનેય માળો છે પણ એ માળો લઈને જતું નથી. જે ગોકળગાય અને ગરુડમાં ફેર છે એ ફેર કહેવાતી લાંબી આધ્યાત્મિક યાત્રા કરનારમાં અને હઠાત્, જેમાં અચાનક ફેરફાર થાય છે એવો છે.

હઠાત્‌ના અનેક ઉદાહરણ છે. વાલ્મીકિ લુટારા હતા. હિંસા કરતા હતા પણ એક ક્ષણે એમને તમામ હિંસામાં રહેલી ભયાનકતા દેખાઈ આવી અને તેમનાં પગલાં નિજ બાજુ વાળી ગયાં. અશોકને કલિંગના વિજય પછી થયું કે 'આ રાજ્ય માટે આવી હિંસા! આવી ઘોર હત્યા?' અને એ ચંડ અશોક કહેવાતો હતો એમાંથી ધર્મબુદ્ધિવાળો અશોક થઈ ગયો. આપણે ત્યાં ડાકુઓના, બહારવટિયાના અનેક દાખલા છે કે જે સંત થઈ ગયા હોય. કારણ કે બધા જે સામાન્ય ચકરાવો ચાલતો હોય છે એની સીમા ભેદીને, સીમોલ્લંઘન કરીને બહાર આવી ગયા હોય છે. જ્યારે આપણે કોઈ સાધના કે ઉપાસના કરીએ એમાં આપણે પોતાને વધુ ઘેરાવામાં લેતા જઈએ છીએ. આટલી સાધના-ઉપાસના મેં કરી છતાં કેમ કાંઈ થતું નથી? 'હું કરું છું' એ આવે છે એટલે થતું નથી. મારી સાથે એ કર્યાનો ભાર-ભંડાર લઈને ચાલું છું. હું ખાલી તો ન થયો. એ જ્યારે ઓગળી જાય ત્યારે કંઈક થાય. આધ્યાત્મિકતામાં ખાલી થવાનું છે, માળો છોડવાનો છે, ઘર છોડવાનું છે અને પરમગતિની સાથે પોતાની ગતિ મેળવી દેવાની છે. તો ગતિ નથી અને સ્થિતિ પણ નથી. કર્યાનો ખ્યાલ પણ નથી. આટલું કર્યું કે ન કર્યું એનો હિસાબ પણ નથી. હું હિસાબી છું એટલે ખોટ ખાઉં છું. આ વાત સમજાય છેને? નાની વાત છે. દૃષ્ટાંત તરીકે ગોકળગાય અને ગરુડ લીધાં. મને કોણ રોકે છે? મારું ઘર રોકે છે. મને કોણ બાંધે છે? મારી કલ્પના. મેં માની લીધેલી માન્યતા. આ અસીમ અફાટમાં તો કોઈ માન્યતા, કોઈ આધાર, કોઈ અવલંબન, કાંઈ કર્યું - ન કર્યું કે પ્રાપ્તિ-અપ્રાપ્તિનું કશું જ મૂલ્ય નથી. ત્યાં તો આકાશવત્ ખાલી થઈ જાય તો પ્રકાશથી સભર થવાય એવું છે.

એટલે આપણને જ્યારે મનમાં લાગે કે આટલી સાધના - ઉપાસના કરવા છતાં કેમ કાંઈ ઊગ્યું નહીં? આધ્યાત્મિક જીવન ગાળવા છતાં મનની વૃત્તિઓ તો એવી જ રહી એનું કારણ

શું? એનું કારણ બીજે ક્યાંય નહીં પણ આપણામાં જ પડ્યું હશે. બીજા કોઈને હઠાત્ પ્રાપ્તિ થઈ તો એમ નહીં માનીએ કે પૂર્વજન્મને કારણે આ પ્રાપ્તિ થઈ છે. જો આવું કરીશું તો આપણે એક માન્યતા ઊભી કરીશું. આપણે જાણતા નથી કે પૂર્વજન્મ શું? કર્મ શું? કર્મનો કર્તા કોણ? આપણને કશી જ ખબર નથી. એને બદલે આપણે એમ કહીએ કે ગોકળગાયની સાથે જે ઘર જોડાયેલું છે એ ઘરથી આપણે અલગ થઈ જઈશું.

કબીરા ખડા બાજારમેં લીયે લુકાટી હાટ
જો ઘર ફૂંકે આપનૌ વો ચલે હમારે સાથ
કબીરા ખડા બાજારમેં સબકી માંગત ખેર
ના કાહુસે દોસ્તી ના કાહુસે વેર

વેર પણ નથી, દોસ્તી પણ નથી. આમ ઊભી બજારમાં ઊભો છે અને બધાની વચ્ચે એ કહી શકે છે કે, 'મેં મારું ઘર ફૂંકી નાખ્યું છે.'

'હું છું ત્યાં હરિ નથી.' મારી પ્રાપ્તિની આડે પંડ સિવાય બીજું કોઈ નથી આવતું. પંડના પડછાયામાં હું પોતે જ બદ્ધ છું તેથી પ્રકાશનાં કિરણો મારાથી ઝીલી શકાતાં નથી. આપણે એમ વિચાર નહીં કરીએ કે કેટલો વિકાસ થયો અને કેટલો અટકી ગયો પણ એને બદલે જે વિકાસ કરનારો છે, વિકાસનો પ્રેરનારો છે એને યાદ કરીશું. પોતાની નિકટતમ કોઈ દુઃખની ચીસ ઊઠે, કોઈ અભાવનો સાદ પડે એને સાંભળીશું તો એમાંથી ભગવાનનો સાદ સંભળાશે. વાલ્મીકિને ચક્રવાકની ચીસમાંથી કરુણ સાદ સંભળાયો અને રામની કથા મળી હતી. તો ચક્રવાક પક્ષીની ચીસ અને તેનું આક્રંદ હતું પણ તેમાંથી રામનું ક્રંદન અને રામનો આનંદ પ્રાપ્ત થયો. જ્યાં સુધી મારા કાન બીજાની લાગણી પ્રત્યે બધિર છે, બીજાની ભાવના તરફ મારી આંખો અંધ છે ત્યાં સુધી મને ભગવાનના દર્શન કદાપિ નહીં થાય.

ગરુડે પોતે અમૃતની પણ ઇચ્છા નહોતી રાખી એટલે વિષ્ણુનું વાહન બની શક્યા. ગરુડ અમૃતઘટ લઈને આવે છે પણ પોતાને માટે નહીં. અમૃતનું બિંદુ પણ ચાખતા નથી છતાં અમર બની ગયા. અમૃતપાન કર્યા વગર અમૃત બન્યા હોય તે ગરુડ કહેવાય. અન્યને માટે, બીજાઓને માટે, નિકટતમ સ્વજનો કે દૂરની કોઈ વ્યક્તિ માટે જ્યારે આપણે કોઈ પણ કામના વગર, બદલાની આશા વિના પગલું માંડીએ છીએ ત્યારે પરમાત્મા દસ પગલાં આપણી તરફ આવે છે.

આપણી સામે બે ચિત્રો રાખીશું - એક ગોકળગાયનું અને બીજું ગરુડનું. એમાં બધું જ આવી જશે, બધું સમજાઈ જશે.

*પ્રાતઃપ્રાર્થના પછી મકરન્દભાઈ જે વાત કરતા હતા તેમાંથી. સં. મીનુ ભટ્ટ





# ઉપપિતા

## ☐ પ્રવીણસિંહ ચાવડા

**આમ** તો એ અભિયાનમાં મારે બટુકના ડ્રાઈવર તરીકે જ કામ કરવાનું હતુંઃ સૂચવવામાં આવે તે-તે સ્થળે લઈ જવો અને પાછા વળતાં એને ઘેર ઉતારવો. વરધી આગલી સાંજે ફોન દ્વારા આ શબ્દોમાં મળી હતીઃ 'કાલે રવિવાર છે, તમે નવરા છો ('હશો' નહીં), ત્રણ-ચાર જગ્યાએથી... વાત આવી છે, તો આ લઈ મંડી છે. એટલે, મારું કહેવું એમ છે કે, તમારો ખટારો લઈને આવો તો મારે રિક્ષામાં અમદાવાદના આ છેડેથી પેલા છેડે કુટાવું ના પડે.'

પંદર વર્ષ ઘરડી ફિઆટ એકાદ મહિના પહેલાં મારે આશરે આવી હતી. માંદલું પ્રાણી તથા તેનો માલિક બન્ને સહાનુભૂતિને પાત્ર ગણાવાં જોઈએ, પરંતુ અમારા મિત્રમાં, પ્રેમ અને

કરુણા તો આઘે રહ્યાં, દયાનો છાંટો નથી, સંજોગો ગમે તેવા હોય, ચાબખા મારવાની એકપણ તક જતી કરે નહીં.

ખટારો.

'ધમધમ કરતા જઈએ, ઊતરીને ધડાધડ બારણાં બંધ કરીએ તો છાકા પડી જાય ને? સામાવાળાનેય થાય કે ના ના સાલું પાર્ટી છે પાવરફુલ!'

મેં કહ્યું, 'તારા ચબરાકિયાવેડા બંધ કર અને કેટલા વાગ્યે નીકળવાનું છે એ બોલ એટલે હું હાજર થઈ જાઉં.'

બટુક મારાથી થોડા મહિના નાનો, ભણવામાં એક વર્ષ પાછળ હતો, જન્મના આ અકસ્માતમાંથી વ્યાકરણની વિસંગતિઓ આવી હતી. એ મને તોછડાઈથી 'તમે' કહેતો અને હું વિનયપૂર્વક 'તું.'

'સાચું કહું? થાકી જવાય છે. બે-ચાર જગ્યાએ ગયો, પણ... અજાણ્યા માણસો, ઠાવકી વ્યવહારુ વાતો - આ કંઈ મારું કામ છે? તમારા જેવો મજબૂત માણસ સાથે હોય તો મોરલ સપોર્ટ રહે. તમે પ્રેક્ટિકલ થઈ શકો. તમને બધું આવડે.'

એટલે કે, ડ્રાઈવર ઉપરાંત એણે મારે માટે કંઈક અસ્પષ્ટ છતાં વિશાળ પાઠ વિચારી રાખ્યો હતો. નાયકની સાથે ને સાથે રહેવું અને એ સહેજ ઢીલો પડતો લાગે, થોથવાય, ત્યાં પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી પ્રસંગોચિત સંવાદો દાખલ કરી દેવા.

રાત્રે મોડો, આ જ હેતુથી, બીજો ફોન આવ્યો.

'ભઈ-'

'હા, ભાભી.'

'આમનો ફોન હતો?'

'હતોને.'

'શું કે'તા 'તા?'

'નવ વાગ્યે નીકળવાનું છે. હું આવી જઈશ.'

થોડા વિરામ પછી, વધારે ક્ષોભ સાથેઃ

'ભઈ-'

ધીમો, દબાયેલો સ્વર. કોઈ (પેલા) સાંભળી જાય તેની બીક.

'રજાનો દા'ડો, તમારે પચીસ કામ હોય, હું સમજું છું, ભઈ, પણ ટાઈમ કાઢીને-'

મધરાતની નીરવતા, એમાં સ્ત્રીનો ભીનો સ્વર.

'આનાથી મોટું મારે બીજું કયું કામ હોય, ભાભી?'

અમારા સંબંધોની વિચિત્રતાઓ અને વિલક્ષણતાઓમાંની એક આ હતીઃ ભાભી મારું ખૂબ, વધારે પડતું માન રાખતાં. એટલી હદ સુધી કે મારી હાજરીમાં બેસે નહીં, બે-પાંચ મિનિટ કે અડધો કલાક, વસ્ત્રો સંકોરી સામે ભીંત પાસે ઊભાં રહે.

હું બટુક કરતાં મોટોને?

જેઠની મર્યાદા ન રાખવી જોઈએ?

અને, સાચું કહું તો, મને આ ખૂબ

સારું લાગતું!

'આમને તો હાથ જોડ્યા, ભઈ. કોઈ જવાબદારી જ લેવી નથી! અત્યારે પાકું નક્કી કર્યું હોય અને સવારે ઊઠીને કહી દે કે મૂડ નથી, જોઈશું આવતા રવિવારે. આવા તો કેટલાય રવિવાર આવ્યા અને ગયા. મારા મોટાભાઈ, બિચારા મારા દિયર-કોઈનું સાંભળે જ નહીં, ભલભલાનું મોઢું ચૂંટી લે. એક તમારી આગળ સીધા રહે છે.'

કેટલો સીધો, કેટલો વાંકો તે હું જાણતો હતો.

'બપોરે ચાર-પાંચ પૂરણપોળી દાબીને ઊંઘી જાય. આવું ક્યાંય સાંભળ્યું છે, ભઈ? દીકરીના બાપને ઊંઘ કેવી?'

સ્ત્રી સાવધાની રાખે, સ્વરને લગભગ ઓગાળી દે, તો એને કદાચ આંશિક સફળતા મળી શકેઃ બેડરૂમના બંધ બારણાની પાછળ ઘોરતો પતિ ત્રાડ પાડતો બેઠો ન થઈ જાય, પરંતુ બીજા રૂમમાં ટેબલ-લેમ્પના પ્રકાશમાં ઝૂકીને વાંચતી કન્યાની એકાગ્રતામાં ભંગ થાય તેનું શું?

દૂરના એ ઘરની ભીતરનું ઝાંખું દશ્ય મને દેખાયું. ચીડભર્યો સ્વર પણ સંભળાયો.

– મમ્મી!

કોઈ ઉત્તર નહીં.

– અત્યારે આ શું ટકટક કરો છો?

અપરાધી કયા શબ્દોમાં બચાવ કરે?

આજકાલની કોલેજકન્યાઓ જેવી નહોતી અમારી મહેશ્વરી. સંસ્કૃત વિષયમાં એમ. એ. કરતી હતી, સાચા અર્થમાં વિદુષી હતી. એનું રૂપ, એના સંસ્કાર (બીજો શબ્દ જડતો નથી) ઋષિકન્યાને શોભે એવાં હતાં.

માને ચૂપ કરી દીધાં. મારો વારો આવ્યો.

– કાકા!

નાસીને જવું ક્યાં?

– આ શું માંડ્યું છે તમે બધાંએ ભેગાં થઈને?

મારાથી ઓછું જ કહેવાય કે કાવતરું, બેટા, તને ઘરમાંથી કાઢવાનું!

– તમારી નજર આગળ મોટી થઈ છું, કાકા. તમારું બાળક છું.

– મોં કેમ સંતાડો છો?

– આમ જુઓ, મારી સામે.

*

ભાંખડિયા ભરતી, તેડાવવા માટે ઊંચે જોઈ હાથ લાંબા કરતી, ત્યારથી આ રહસ્ય છે.

બટુકનું ઘર. અમે બે મિત્રો. ભોંય પર એકલી એકલી રમતી બાળકી.

બટુક જોયા કરે. થોડી થોડીવારે આંખો લૂછે.

મૂઢની જેમ મને પૂછે :

– આ કોણ છે?

– આ શું હશે?

– મનુષ્ય નથી તે તો નિર્વિવાદ સત્ય છે, બુદ્ધિથી સમજાય તેમ નથી.

– ક્યાંથી આવી? કોણે મોકલી?

– આટલી મોટી કૃપા મારી ઉપર?

સંવાદ એકપક્ષી. પિતાની એકોક્તિ. પ્રશ્નો હતા, પણ તે ઉત્તરની અપેક્ષાએ પુછાયેલા નહોતા.

અચાનક એની ભાષામાં તોછડાઈ આવી જાય.

– જોકે, તમને કહેવાનો કોઈ અર્થ નથી.

– તમને નહીં સમજાય.

મને ન સમજાય, કારણ કે સંતાનમાં મારે એક પુત્ર જ હતો, દીકરી નામના તેજ:પુંજનું અવતરણ મારે આંગણે થયું નહોતું.

*

અમુક ભાગોને બાદ કરીને કહેવું હોય તો, હમણાં થોડા મહિનાઓથી, એટલે કે મહેશ્વરી એમ.એ.ના બીજા વર્ષમાં આવી ત્યારથી ભજવાઈ રહ્યું હતું તેને ફારસ જ કહી શકાય.

બે પક્ષ પડી ગયા હતાઃ એક બાજુ અમારો મિત્ર, એની સામે કુટુંબીઓ અને નાતીલાઓની આખી ફોજ.

એમાંય, મોટામાં મોટી દુશ્મન 'પેલી.'

– લોહી પી ગઈ! એક દા'ડો ખાલી જતો નથી. સવારે આંખ ઊઘડે તે પહેલાં કાઉં કાઉં શરૂ કરી દે છે. સરખું ખાવા દેતી નથી. થાળી પીરસીને સામે ચોંટેઃ તમે કંઈ કરતા નથી!

બટુકની ભાષામાં વોલંટીઅર્સ, એટલે કે ભાભીનાં પિયરિયાં, બે લઠ્ઠા (ભાઈઓ) અને ચાર લડધા (ભત્રીજા) મામેરું કરવા થનગની રહ્યા હતા. સંતાતા-સંતાતા આવે – સાહેબ નથી ને? – અને કાગળની કાપલી સરકાવી દે. નામ અને સરનામું. છોકરો, ફેમિલી બેકગ્રાઉન્ડ-કંઈ જોવાપણું નથી.

ભાભી આવી કાપલીઓ ભેગી કરીને સંતાડી રાખે, કબાટમાં સાડીઓની વચ્ચે. એકલાં પડે ત્યારે કાઢીને જુએ, ઉપર હાથ ફેરવે. અઠવાડિયે – પંદર દિવસે રાતના એકાંતમાં કાલાવાલા કરે.

– તમે ગુસ્સે ના થતા...

– પ્લીઝ, મારી આટલી વાત સાંભળો...

– હું કહું છું, બીજું કંઈ નહીં, આપણે ક્યાં પટ દઈને હા પાડી દેવી છે? પણ એકવાર જોવામાં શું વાંધો?

મિત્રતા એની જગ્યાએ, પણ દીકરીનાં લગ્ન તે કુટુંબ અને જ્ઞાતિજનોનો વિષય. મને પૂછવામાં આવતું નહીં, સલાહ લેવામાં આવતી નહીં. મારું કર્તવ્ય આટલુંઃ ભાભી ક્યારેક ફોન પર કકળાટ કરે તે સાંભળવો, બટુકની અસંબદ્ધ એકોક્તિઓ સાંભળવી. વ્યાકરણનું ઠેકાણું નહીં, વાક્યના પાછળના ભાગને આગળના ભાગ સાથે સંબંધ નહીં, શુદ્ધ ગુસ્સો, પણ તે કોના પર અને શા કારણે – અન્ય કોઈને ન સમજાય પણ હું તો એને કડકડાટ વાંચી શકતો હતો.

મુદ્દો આટલો જ હતો : લગ્નના

વિચારમાત્રથી દીકરી અપવિત્ર થઈ જાય!

*

એક દિવસ ભાભીએ હિંમત કરીને મારી હાજરીમાં પોટલું ખોલી નાખ્યું.

'ભઈ, તમે કાં'ક કો.'

'કોને?'

'આ બેઠા એમને.'

'સામે ખુરશીમાં બેઠા છે, આપના સ્વામી, તેઓ તો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે, ભાભી. તેઓને કંઈ પણ કહેવાની મારી લાયકાત નથી.'

'શું વાત કરું, ભઈ? કોઈને હાથ જ મૂકવા દેતા નથી. કશું જોયા વગર સીધી જ ના. આખાને આખા ઇલાકા રદ કરી દીધા છે. કાઠિયાવાડના નામ પર ઇલાકા રદ કરી દીધા છે. કાઠિયાવાડના નામ પર ચોકડી. મુંબઈ? મારી છોકરીને મુંબઈ નાખવી નથી-'

'ભૌગોલિક વાંધા.'

'અમુક વાંધા તો સાવ નાનાં છોકરાં જેવા કાઢે છે.'

'સર્વજ્ઞો કરતાં નાનાં છોકરાં હજાર ગણાં સારાં.'

'મારી હાજરી, તેથી બીક હતી નહીં. ભાભીને મજા પડી ગઈ.

'કોઈ પણ ફેમિલીની વાત આવે તે પહેલાં વાંધા તૈયાર હોય રોકડા. અમુકના બાપે સટ્ટામાં દેવાળું કાઢ્યું હતું. ફલાણાના દાદા વિઠ્ઠલપ્રસાદે ત્રણ ઘર કર્યાં હતાં. એકની ઉપર બીજી દખ્ખણી અને બીજીની ઉપર ત્રીજી બંગાળણ લાવ્યા હતા.'

'ઐતિહાસિક વાંધા.'

'મોડાસાના એક છોકરાની વાત આવી, ડોક્ટર છે, એમ.ડી., તો કે પૂર્વ દિશામાં આપણાથી કન્યા ના અપાય. કોઈ કેસમાં બધું સારું હોય, છોકરો એજ્યુકેશન, પૈસો, સંસ્કાર, તો કે 'એ લોકો આપણાથી ઊતરતા.'

'ઊતરતા એટલે?'

'નીચા.'

'દોઢ-બે ફૂટના ઠીંગુ?'

'તમે કેમ નથી સમજતા, ભાઈ? કુળ, ગોત્ર!'

'અલ્યા બટુકડા - સોરી, ભાભી! - તું વળી ક્યારથી કુળ અને ગોત્રમાં માનતો થયો? આમ તો પોતાની જાતને બૌદ્ધિક ગણાવે છે. પ્રોગ્રેસિવ, લિબરલ. વાતો તો મોટી વિશ્વબંધુત્વની કરે છે.'

વિશ્વમાનવને જાણે કાન જ નહોતા.

'એમના મનમાં શું છે એ જ સમજાતું નથી.'

'સીધી વાત આટલી જ છે, ભાભીઃ એમની દીકરીને લાયક મુરતિયો વિશ્વમાં હોઈ શકે જ નહીં. પછી, તપાસ કરવાનો, જોવાનો અર્થ શો?'

'તે છોડીને આખી જિંદગી ઘરમાં બેસાડી રાખવાની?'

'પિતાની સેવા કરશે. એમાંથી સમય મળશે તો ચશ્માં ચડાવી 'બ્રહ્મસૂત્ર' પર નવી ટીકા લખશે.'

*

આટઆટલા પ્રહારો થયા છતાં ઊંધું ઘાલીને મૂંગા બેસી રહેલા પાષાણની આંખોમાંથી ધીમેધીમે સરવા લાગ્યું તેને તો ફારસનો ભાગ ગણી શકાય નહીં.

મેં હળવેથી કહ્યું, 'ભાઈ, બટુક-'

એ બોલ્યો નહીં.

'આમ જો-'

કવચ ઓઢીને બેઠો હતો.

'હું બધું સમજું છું. આ તો, શું કે-'

કટુતાભરી દૃષ્ટિ મારી સામે નાખી. 'તમને શું સમજાય? તમને શું ખબર પડે?'

મને વેદનાનો અધિકાર પણ નહીં.

'તમારું ડહાપણ રાખો તમારી પાસે. મારે એની જરૂર નથી.'

'બોલવાનું ભાન છે કે નહીં? ભાઈની સાથે આ રીતે-'

મેં કહ્યું, 'એને બોલવા દો, ભાભી.'

થોડીવાર, નવાઈભરી ચીજ જોતો હોય એમ મને તપાસી રહ્યો. ધીમે ધીમે, અન્ય ભાવોની સાથે, ચહેરા પર મંદ રમૂજની આછી રેખાઓ આવી ગઈ. આગળ નમીને, ખાનગી વાત પૂછતો હોય એમ સાવ ધીમા સ્વરે પૂછ્યું, 'આંખો આપી છે ભગવાને?'

મેં કહ્યું, 'ના.'

'કદી જોયું છે મારા કબૂતરને?'

એના પ્રશ્ને મને જ નહીં, ભાભીને પણ ચૂપ કરી દીધાં. એક ઓરડામાં ત્રણ પૂતળાં.

હવા પણ ચકિત બની ગઈ.

તે ક્ષણે જે બન્યું-

ના, હું ચમત્કારમાં નથી માનતો. આ વિધાનને સુધારીને કહું કે હું સામાન્ય માણસ છું. જીવનની સપાટીથી ઊંચે સહેજ પણ મારી પહોંચ નથી. છતાં-

ઘરનું બારણું ઉઘાડું હતું. એક પડછાયો પડ્યો અને, પેલા પ્રશ્નના ઉત્તરરૂપે હોય એમ, સ્વયં મહેશ્વરી પ્રગટ થઈ. હાથમાં ચાર-પાંચ પુસ્તકો હતાં. લાઈબ્રેરીએથી ચાલતી આવી હશે. ગાલે-કપાળે પ્રસ્વેદબિંદુઓ ચળકતાં હતાં.

ચંપલ કાઢ્યાં. મારી સામે સહેજ મસ્તક નમાવી આવકારનું સ્મિત કર્યું. અંદર જવા માટે પગ ઉપાડ્યો અને થંભી ગઈ.

'કંઈ બન્યું?'

મૌન.

'પપ્પાને શું થયું, મમ્મી? કાકા કેમ બોલતા નથી?'

'તું તો જાણે છે. આ બે ભેગા થાય એટલે પછી-'

'યુદ્ધ?'

'જોરદાર!'

'શું વાત છે! હારજીતનો નિર્ણય થયો?'

'એક પોઈન્ટ પર આવીને અટક્યું છે, મહેશ્વરી. તારા પપ્પાએ-'

'વેદાન્તીએ.'

'વેદાન્તીએ એક અદ્ભુત પ્રશ્ન તારા કાકાની સમક્ષ મૂક્યો છે.'

એમ ને એમ, પુસ્તકોના ભાર વડે નમેલી મહેશ્વરી બે ડગલાં અમારી પાસે આવી.

'કેવો પ્રશ્ન?'

બોલતાં પહેલાં ભાભીએ અમારા બેની સામે વારાફરતી જોઈ લીધું.

'તારા કાકાને પૂછે છે કે તમારે આંખો છે? મારી દીકરીને ક્યારેય જોઈ છે?'

મહેશ્વરીના હાથમાંથી પુસ્તકો સરકી ગયાં.

'ઇન્ટરેસ્ટિંગ!'

બટુક સર્તક બની પુત્રી સામે તાકી રહ્યો હતો.

'પછી શું થયું, મમ્મી? કાકા શું બોલ્યા?'

'તારા કાકાની દશા તો જો!'

'આટલા સહેલા પ્રશ્નનો ઉત્તર કાકાને ન આવડ્યો?'

હું નીચે બેઠો, ફરશ પર, પલાંઠી વાળીને. એક એક પુસ્તક લઈ, પહેરણની ચાળથી લૂછી સરખી થપ્પી બનાવી અને ખોળામાં રાખી ઊંચું જોયા વગર બેસી રહ્યો.

મારા જમણા ખભા પર એક હાથ મુકાયો. સ્પર્શ કોમળ, પણ એમાં મક્કમતા હતી.

'મમ્મી, કોઈ કોઈ માણસો, અમુક વિશિષ્ટ સંજોગોમાં, જાણીજોઈને હાર સ્વીકારી લેતા હોય છે.'

*

તે દિવસે થયેલા શાસ્ત્રાર્થનું સ્વરૂપ હતું વાદળ જેવું, વાયુ જેવું, પરંતુ તેનું પરિણામ નક્કર આવ્યુંઃ અભિયાનમાં જોડાવા માટે મને આમંત્રણ મળ્યું.

રવિવારે સવારે અમે ઊપડ્યા ત્યારે બટુકના ખિસ્સામાં ત્રણ ચિઠ્ઠીઓ હતી. કાચો રૂટ પણ અમે તૈયાર કરી રાખ્યો હતોઃ પ્રથમ ગુરુકુળ રોડ, પછી મણિનગર અને છેલ્લે કૃષ્ણનગર, નરોડા. ત્રણ ડગલે અમદાવાદને વેતરી નાખવું.

અમારા એ સાહસનો વિચાર કરું છું ત્યારે મને નાનપણમાં સાંભળેલી કેટલીક વાર્તાઓ અને તેનાં પાત્રો યાદ આવી જાય છે. અડૂકિયા-દડૂકિયાની વાર્તા! અડવાનાં પરાક્રમો!

હતું અભૂતપૂર્વ એટલો દાવો તો હું નમ્રતાપૂર્વક કરી શકું.

બટુકનું રૂપ તે સવારે કંઈક જુદું જ હતું. ફાટફાટ થતો હતો. ગાડીના કાચ તોડીને બહાર નીકળી જાય એટલી ઊર્જા.

'તમે આવી ગયા ને, સાહેબ, એટલે હવે આખી દુનિયા જખ મારે છે!'

'બટુક, આપણે દુનિયા સામે યુદ્ધ ખેલવા નથી ઊપડ્યા.'

સોસાયટીની બહાર નીકળ્યા ત્યાંઃ 'ગાડી ઊભી રાખો. બે ફૂંક મારવી પડશે.'

'નો!'

માંડ ચાર કિલોમીટરના પ્રવાસી,

એમાં ભંગાણ પડાવવાના અનેક પ્રયાસ થયા. બે-ત્રણ મિનિટ થાય અને વિસામા માટે માગણી. 'બોસ, પેલું પાટિયું વાંચો. શ્રી કૈલાસપર્વત દાળવડાં સેન્ટર!'

'નોનસેન્સ જેવી વાતો બંધ કર, બટુક.'

'તમારો ત્રાસ છે, યાર!'

એમ પહોંચ્યા મુકામ નં-૧ પર. બી/૯, પ્રકૃતિ પાર્ક.

બારણું બંધ હતું તે ઉઘાડ્યું બ્યાસી-પંચ્યાસી વર્ષનાં વૃદ્ધાએ. મને થયું, અરે, ચારે દિશામાં આટલી શાંતિ કેમ છે? અમારા સ્વાગત માટે કેમ કોઈ તૈયારી દેખાતી નથી? કુટુંબના અન્ય સભ્યો, શ્રીમાન જગદીશચંદ્ર અધ્વર્યુ, તેઓનાં અ. સૌ. અને, ખાસ તો, એમનો યુવાન પુત્ર–

'એ બધાં તો જ્યાં!' વૃદ્ધાએ હવામાં હાથની ફરકડી મારી સહર્ષ જાહેરાત કરી.

'ચ્યોં જ્યોં?'

'વેલ્લા. પોંચ વાગે.'

'વેલ્લા પોંચ વાગે ચ્યોં જ્યોં?'

'મોટોં અંબાજી દરશન કરવા.'

ભાષાનો અધ્યાપક, બધું ભૂલીને, મહેસાણા જિલ્લાની બોલીમાં રસતરબોળ થઈ ગયો હતો.

હવે કરવાનું કંઈ રહ્યું નહોતું. યજમાનને અમારી કિંમત ન હોય, છોકરીવાળાઓને ભાજીમૂળા માનતાં હોય, તો પીઠ ફેરવીને સડસડાટ દાદર ઊતરી જવો તે એક જ વિકલ્પ રહ્યો. પૂર્ણવિરામ. ચાલો મુકામ નં-૨ તરફ.

આ હતી મારી સમજ.

પરંતુ પૂર્ણવિરામ તે કંઈ લોખંડનો ખીલો નથી, નાનું અમથું ટપકું છે બિચારું. એક લસરકે એનું અલ્પમાં રૂપાંતર કરી શકાય. નવા વિચારો દાખલ કરી, નવી દિશાઓ ખોલી, કાગળ ખૂટે તો ફકરાઓને હવામાં ઉછાળી શકાય.

જે સઘળું કરવા માટે અમારો મિત્ર સમર્થ હતો.

'તે તમને ના લઈ જ્યાં, બા, દરશન કરવા?'

'હાય હાય ભઈસા'બ! આ ઢેંચણ જોયા! મારાં બુત્તે ચાર ડગલાંય હેંડાતું હશે!'

'હવે તો બધે વ્હીલચેરની વ્યવસ્થા હોય છે.'

વહેલાં આવવો જોઈતો હતો તે વિચાર મને હવે આવ્યો. વૃદ્ધોની વિશિષ્ટ સમસ્યાઓ અને તેના ઉકેલની છણાવટ કરી રહેલા બૌદ્ધિકને કોણીએથી ઝાલી સહેજ બાજુમાં ઢસડી જઈ. મૃદુ સ્વરે પૂછ્યું. 'આવતાં પહેલાં આપણે ફોન કર્યો હતો?'

'શાનો ફોન?'

'ભાઈ, બટુકભાઈ, મારા સાહેબ–'

'આ તમારી બહુ ખોટી ટેવ છે. વાતવાતમાં ગુસ્સો!'

[અનુસંધાન પૃ. ૧૨૦]



૨૦-૧૨-૧૯૩૩ / ૨૭-૧૨-૨૦૨૦

# સુનીલ કોઠારી : નૃત્યજગતનું વિરલ વ્યક્તિત્વ

☐ **યજ્ઞેશ દવે**

**મા**ત્ર બે-ત્રણ વાર જ મળ્યા હોઈએ અને છતાં જેમનો નેડો લાગી જાય તેમાંના એક સુનીલ કોઠારી. પહેલીવાર મળ્યા તે ૧૯૭૯માં. સુરેશ જોષીએ બે દિવસનો 'ઓપન યુનિવર્સિટી ફોરમ કાર્યક્રમ રાજકોટમાં યોજેલો તેમાં સુરેશભાઈના સ્નેહવશ આવેલા. (એ કાર્યક્રમ સાહિત્યનો જ નહીં - અન્ય કળાઓનો પણ સમન્વય હતો. એમાં ભાષાશાસ્ત્રી ભારતી મોદી,

ચિત્રકાર નયના પારિમુ અને સુનીલ કોઠારી આવેલાં. આખો કાર્યક્રમ લેક-ડેમ પ્રકારનો. સુનીલભાઈએ ભારતીય શાસ્ત્રીય નૃત્યની વિભિન્ન શૈલીઓ - ભરતનાટ્યમ્, કુચુપુડી, કથક, કથકલી, ઓડિસી, મણીપુરીની વિશેષતાઓ, લક્ષણો, ઇતિહાસ સાંકળી વ્યાખ્યાન આપેલું અને રાત્રે કુચુપુડી નૃત્યનો કાર્યક્રમ) હું તેમને લેવા ગયો. કારમાં બધાં ગોઠવાયાં. સુરેશભાઈ, ઉષાબહેન પાછળની સીટમાં. આગળ હું અને સુનીલભાઈ. કારે રાષ્ટ્રીય શાળા સામેની ગલીમાં વળાંક લીધો ત્યાં તો એક ઘરની બારીમાંથી ધુમાડે ધુમાડા નીકળતા જોયા. થોડા માણસો પણ ભેગા થઈ ગયેલા. હું કારમાંથી નીચે ઊતરી એ ઘરમાં અંદર જોવા ગયો. એક જુવાન છોકરીએ ઘરના નાના એવા રસોડામાં જ અગનપછેડી ઓઢેલી. ઘરમાં ચારેકોર ધુમાડો. વાળ તો બળી ગયેલા ચહેરો કાળોભઠ્ઠ અને વિકૃત. પગેથી ખેંચી રસોડાની બહાર કાઢવા પગ ખેંચ્યા તો પગનાં મોજાંની જેમ ચામડી ઉતરડાઈને હાથમાં આવી. ગોદડું ઓઢાડી આગ તો ઠારી પણ કેસ ખલાસ હતો. હું પાછો આવીને ગાડીમાં બેઠો. મારાં કપડાંમાંથી ધુમાડાની અને બળેલા માંસની તીવ્ર ગંધ આવતી હતી. એ દુર્ગંધથી જરા પણ અકળાયા વગર મારું ગંધાતું શર્ટ સૂંઘ્યું અને એટલું જ બોલ્યા, 'અર્રર્ એ છોકરીને કેવી પીડા થઈ હશે?' આવો અનુકંપાભર્યો તેમનો સ્વભાવ.

એ પછી વચ્ચે પણ એકવાર મળ્યા પણ છેલ્લા મળ્યા ૨૦૦૯-૨૦૧૦ના અરસામાં - હું વડોદરા આકાશવાણી પર હતો અને તેઓ વડોદરાની મુલાકાતે આવેલા ત્યારે. આકાશવાણી સ્ટુડિયો પર તેમને મુલાકાતે આમંત્રેલા. સમયના અભાવે થોડી તેમની આનાકાની પણ મેં આગ્રહ કર્યો કે "તમે ગુજરાતી છો તો તમારી થોડી વાત ગુજરાતીમાં પણ સચવાવી જોઈએને!" એ વાક્ય અસર કરી ગયું. કહે આવતીકાલે સવારે લેવા આવજે. બીજા દિવસે તેમને લેવા તેમના વડોદરા ફ્લેટ પર ગયો. અગત્યનાં પુસ્તકોનાં મોટાં મોટાં ખોખાંઓ ફંફોસતાં ફંફોસતાં એ પુસ્તકોની દશા અને તેના ભવિષ્યની ચિંતા કરતા બેઠેલા. ત્રીસ વરસ પછી ફરી અમે એક જ કારમાં. ઉંમર ત્રીસ વરસ વધેલી પણ છતાં એવાને એવા વાતોડિયા, મોજમસ્તીથી હાસ્યની છોળો ઉડાડતા, ઉંમરનો બોજ એ પોતે ન સહે કે ન આપણા પર લાદે. સ્ટુડિયોમાં એકાદ કલાક લાંબી મુલાકાત રેકોર્ડ કરી. પણ તેમની સાથેની વાતો અધૂરી જ રહેલી લાગે. ફરી વડોદરા આવે ત્યારે રેકોર્ડિંગ માટે વિનંતી કરી. 'ચોક્કસ મને ગમશે' કહી પ્રોમિસ પણ આપ્યું. પણ સુનીલભાઈ તો યાયાવર, નિત્ય પ્રવાસી. મેળ ન પડ્યો પણ એ મુલાકાતમાં પણ તેમનું

ઘણું ઘણું ઝિલાયું અને જળવાયું.

સુનીલભાઈ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ. કુટુંબના સંતોષ માટે ભણ્યા, સિડ્નહામ કોલેજમાં થોડું ભણાવ્યું ખરું પણ જીવ જ કળાનો. નૃત્યકલાનું ઘેલું એવું તો લાગેલું કે બધું ખંખેરી તે તરફ જ ખેંચાયા અને અંત સુધી એના પાશમાં રહ્યા. એક જમાનામાં મુંબઈમાં સુનીલ કોઠારી, પ્રદ્યુમ્ન તન્ના અને ભૂપેન ખખ્ખરની ત્રિપુટી જામેલી. બચુભાઈ રાવત સાથે તેમને ઘરોબો. બચુભાઈ મુંબઈ આવે ત્યારે તેમને નૃત્યકાર્યક્રમો, ચિત્રપ્રદર્શનો કે સંગીતસભાઓમાં લઈ જાય. એ ગાળામાં બચુભાઈ ત્રણેય મિત્રોને પણ લખે તો 'સુપ્રભૂ' એમ સંયુક્ત સંબોધન કરે. નૃત્યવિદ્ તરીકે વિખ્યાત થયા એ પહેલાં બચુભાઈએ 'કુમાર'માં તેમની પાસે લખાવેલું. એ મિત્ર ટોળીમાં પછી ગુલામમોહમ્મદ શેખ પણ ભળ્યા. મરણને કારણે જ એકમેકથી જુદા થયા.

સિડ્નહામ કોલેજથી નૃત્ય પર પીએચ.ડી. ફુલબ્રાઈટ પ્રોફેસર અને એ પછી છેલ્લે રવીન્દ્રભારતી યુનિવર્સિટી અને અંગ્રેજીમાં વીસેક પુસ્તકના લેખનની યાત્રા સહેલી નહોતી. નૃત્યવિદ્ તરીકેની કારકિર્દી સબબ ઘણા વિરોધો અને વિટંબણાઓ સહન કર્યાં પણ 'રંગ ન લાગે દૂજો' - તેવા રંગમાં જ રમમાણ રહ્યા. ૧૯૭૭માં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી વડોદરાથી 'ડાન્સ ડ્રામા ટ્રેડિશન ઇન સાઉથ ઇન્ડિયા એન્ડ નાટ્યશાસ્ત્ર' પર બૃહદ અને સૂક્ષ્મસ્તરે સંશોધન કરી પીએચ.ડી. થયા. નૃત્યકળાવિદ્ થવું હોય તો એની સાથે સંકળાયેલી અનેક કળાઓનો અભ્યાસ જરૂરી - જો તમારે પરંપરાને પૂરી રીતે આત્મસાત્ કરવી હોય તો. સુનીલભાઈએ નૃત્યકળા સાથે સીધી રીતે સંકળાયેલી નૃત્યકળા પોતે પણ શીખવી પડે એ માટે ટી.વી. પિલ્લઈ અને કલ્યાણસુંદરમ્ પિલ્લઈ પાસેથી ભરતનાટ્યમ્ શીખ્યા તો પંડિત બદરીપ્રસાદ પાસેથી ઉત્તરભારતનું કથક શીખ્યા. એવાં જ બીજાં પાસાંઓ એટલે સંગીતશાસ્ત્ર અને તાલશાસ્ત્ર તે પણ શીખ્યા, એટલું જ નહીં, નૃત્યકળાને અનુષંગિક એવું કાવ્યશાસ્ત્ર, રસશાસ્ત્ર, સંસ્કૃતભાષા શીખ્યા. ષડ્દર્શન, ન્યાય, સાંખ્ય, પુરાણ, સાહિત્ય, શિલ્પ, સ્થાપત્ય જેવાં કેટલાંય શાસ્ત્રોમાં ઊંડા પેઠા. લેક્ચર દરમિયાન સંસ્કૃત શ્લોકો, પદ-પદાવલિઓ ટાંકતા સાંભળો ત્યારે થાય કે આ માણસ કેટલો ઊંડો ઊતર્યો છે! અંગ્રેજી પર પ્રભુત્વ મેળવવું સહેલું તો નહીં હોય - તેમણે એ મેળવ્યું અને નૃત્યકળાની શૈલીઓ, નૃત્યકારો વિશેનાં અનેક પુસ્તકો અંગ્રેજીમાં લખ્યાં.

આ બધું એક લગન, પાગલપન, ખંત અને ધીરજ માગી લે. નૃત્યવિદ્ તરીકેની ખ્યાતિ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ પામ્યા તે તેમણે કરેલી મહેનતને

લીધે. જે ભૂમિમાં જે નૃત્યશૈલી પાંગરી હોય ત્યાં જઈ દિવસો સુધી રહ્યા. અનેક નૃત્યગુરુઓનાં ચરણમાં બેસી ઘણું બધું પામ્યા. તેમના ઇન્ટરવ્યુમાં ઓડિસી નૃત્યશૈલીના વિખ્યાત ગુરુ કેલુચરણ મહાપાત્ર વિશે બોલતાં કહે કે કેલુચરણજી આમ જુવો તો સહેજ શામળા, થોડા ઠીંગણા અને ટાલિયાળા. કોઈ કાળે 'ગીત ગોવિંદ'ની રાધારમણી સાથે તેમનો મેળ નહીં છતાં જ્યારે ઓડિસી લાસ્યનર્તન દ્વારા ગીત ગોવિંદની કોઈ પદાવલિ રજૂ કરે ત્યારે ક્ષણમાત્રમાં કાયાને લાંઘી જાય અને આપણને રાધાના ભાવજગતમાં લઈ જાય. માત્ર નૃત્યગુરુઓ જ નહીં પણ દરેક શૈલીના નૃત્યકારો સાથે સંબંધ. નૃત્યનો કોઈ પણ કાર્યક્રમ હોય, ફેસ્ટિવલ હોય કે સેમિનાર સુનીલભાઈની હાજરી હોય જ. પ્રસિદ્ધ નૃત્યાંગના મલ્લિકા સારાભાઈ કે નૃત્યકાર અભિનેત્રી હેમામાલિની જેવી અનેક નૃત્યકારોને તેમની કારકિર્દીના શરૂઆતના ગાળામાં કોઈએ જો પ્રોત્સાહન આપ્યું હોય તો તે સુનીલ કોઠારી.

સુનીલ કોઠારીની મિત્રમંડળી પણ મહાકવિ બાણભટ્ટ જેવી - અનેક ક્ષેત્રના અનેક વયના લોકોથી ભરેલી. તેમની વિશાળ મિત્રમંડળીમાં ચંદ્રલેખા, કુમુદિની લાખિયા, મૃણાલિની સારાભાઈ, યામિની કૃષ્ણમૂર્તિ, સંજુક્તા પાણિગ્રહી, કનક રેલે, ઝવેરીબહેનો જેવી નૃત્યાંગનાઓ હોય, સુરેશ જોષી જેવા સાહિત્યકાર, ભૂપેન ખખ્ખર જેવા ચિત્રકાર, મુલ્કરાજ આનંદ જેવા કળામર્મજ્ઞ, મધુસૂદન ઢાંકી જેવા કળાઇતિહાસકાર હોય કે પછી જુવાનિયાઓ અને સામાન્ય માણસો પણ હોય. ચિત્રકાર ગુલામમોહમ્મદ શેખ સાથે તો છ દાયકા જૂનો સંબંધ. ભૂપેન ખખ્ખર વિશેના લેખ 'ભેરુ'માં શેખસાહેબ સુનીલ કોઠારી સાથેની મૈત્રીનો આરંભકાળની અને સુનીલભાઈના સ્વભાવના એક પાસા વિશે લખે છે. ''મારી સુનીલ-પ્રદ્યુમ્ન સાથેની મૈત્રીમાં એ ત્રીજો (ભૂપેન ખખ્ખર) ઉમેરાયો. સુનીલને ત્યાં હું ભોઈવાડે ચાર-પાંચ ભૂંડા દાદરા ચડી જતો ત્યાં એનાં મરજાદી મા (ભોડેથી સુનીલના કહેવા પ્રમાણે એ મને 'મુસલમાની ખોળિયે વૈષ્ણવ' માનતાં) હોંશે પીરસતાં, જમાડતાં... સુનીલનો જીવ જ નાચણિયો. એ નવરો બેસે નહીં (એ જોસ્સામાં આજે એંશીએ પહોંચતાંય ઓટ આવી નથી!) એ મને નૃત્યના જલસે ઘસડી જાય, એકવાર કથકલીના ગુરુ કુંજકુરૂપના કેરળ કળામંડપમ્‌નો કાર્યક્રમ. ટિકિટ કે નિમંત્રણ નહીં એટલે પાછલે બારણેથી ઘૂસ્યા, પકડાયા અને બહાર ધકેલાયા, તોય બીજી પેર અંદર ઘૂસી ધરાર એ કાર્યક્રમ જોયેલો. સુનીલ તો એક ખુરશી ખાલી ભાળીને આગલી હરોળમાં બેસી

ગયેલો!''

આ વિદગ્ધ કળામર્મજ્ઞ કળાવિદ્‌નું - નજીકના મિત્રો પાસે જ ખૂલતું - બીજું પાસું તે ઠઠ્ઠામશ્કરી, મસ્તીમજાક, તોફાન કરતા સુનીલ કોઠારીનું - કહો કે સુનીલભાઈનું. મસ્તીમજાકની છોળ ઉડાડતા એ જ સુનીલભાઈ પછી કોઈ મુદ્દે ગંભીર થઈ જોતજોતામાં કોઈ જુદી જ ભૂમિકાએ પહોંચી જાય અને આપણને પણ લઈ જાય. તેમના આ પાસાની એક ઝલક ગુલામમોહમ્મદ શેખના ભૂપેન ખખ્ખર વિશેના એક લેખ 'ભેરુ'માંથી. ''સદા પ્રવાસી સુનીલને પોતાનું ઘર નહીં (જોકે હવે થયું છે) એટલે મિત્રોનાં ઘર તેને હવાલે. ભૂપેનને ત્યાં પહોંચતાં બધું હાથમાં લે. પહેલાં તો ટેલિફોન. ત્યાંથી દેશ-પરદેશના નંબર લગાડે. પોતાના ચોપડાના ચોમેર પથારા કરે. ઘરચાકર પાંડુને ભાવતી રસોઈનો હુકમ કરે. ડ્રાઈવર ઈશ્વરને લઈ પોતાને કામ ઊપડી જાય. ગમતું લાગે તે લઈ જાય, જોકે કહીને. એકવાર લાકડાના હાથાવાળી છત્રી પાછી આપવાની શરતે લઈ ગયો ને ખોઈ નાખી ત્યારે ભૂપેને એના પૈસા વસૂલ કરેલા. પણ માંદગીના (ભૂપેન ખખ્ખરની) કપરા કાળે વિવાન (સુંદરમ્‌) મળવા આવ્યો ત્યારે તેણે જોયું કે સુનીલે રાતોરાત જાગીને ગૂ-મૂતર સાફ કરવા સુધીની સેવા કરેલી.'' આ પણ સુનીલ કોઠારી.

ભારતીય નૃત્યની બધી જ નૃત્યશૈલીઓની પરંપરાનું તલસ્પર્શી જ્ઞાન પણ પ્રયોગ માટે મન ખુલ્લું. કુમુદિની લાખિયાના ઠૂમરી અને કાવ્યના કથકશૈલીમાં રજૂઆતના પ્રયોગને આવકારે. તેમને મન 'Tradition is not stagnant, it's in flux' - પરંપરા એ સ્થગિતતા નથી પણ વહેતો પ્રવાહ છે. આસામના સત્રીયા નૃત્યશૈલીને શાસ્ત્રીય નૃત્યશૈલીનો દરજ્જો મળ્યો તેમાં તેમનું પણ મોટું યોગદાન.

કળાક્ષેત્રમાં પોતાના જ્ઞાનપ્રદાનને કારણે માત્ર ભારત જ નહીં વિશ્વભરમાં વિખ્યાત કહી શકાય તેવા ગુજરાતીઓ આપણી પાસે ઓછા છે. તેમની વિદાય માત્ર ગુજરાત કે ભારત જ નહીં પણ વિશ્વના નૃત્યજગત માટે મોટી ખોટ છે. એ ખોટ પૂરી કરી શકે તેવી કોઈ વ્યક્તિ દૂર નજર કરીને જોઈએ તો ક્ષિતિજે પણ ડોકાતી નથી. આખી જિંદગી યાયાવર-પ્રવાસી જ રહ્યા. આજે આ શહેરમાં તો કાલે બીજા, આજે આ દેશમાં તો કાલે બીજા. અને હવે અંતે એવા પ્રવાસે નીકળી પડ્યા છે કે જ્યાંથી પાછા ફરવાની કોઈ શક્યતા નથી. ઉપર કોઈ જગત હશે તો ત્યાં પણ એમના જીવને જંપ નહીં હોય. ત્યાં દેવતાઓને પણ નચાવે તો નવાઈ નહીં! તેમની સાથે ચાર પગલાં ચાલવાનો આનંદ સદાય સાથે રહેશે.

❑❑❑



# વર્ષા અડાલજા સાથે એક મુલાકાત

☐ શરીફા વીજળીવાળા

***૨૪ નવલકથાઓ, ૨૧૪ વાર્તાઓ, નાટકો, પ્રવાસવર્ણનો અને ટી.વી. શ્રેણીઓની પટકથા લખનારાં વર્ષા અડાલજા આપણાં અતિશય લોકપ્રિય સર્જક છે. જાણીતા સર્જક ગુણવંતરાય આચાર્યનાં દીકરી કે નવલકથાકાર ઇલા આરબ મહેતાનાં બહેન એવી ઓળખાણની જરૂર ન પડે એટલું અને એવું ખેડાણ એમણે સાહિત્યક્ષેત્રે કરેલું છે. યુવાનીમાં નાટકોમાં અભિનય કરતાં વર્ષા અડાલજાને પોતે સર્જક થશે એવી કલ્પના નો'તી. પરંતુ વાંસની ગાંઠની જેમ ફૂટી નીકળેલી સર્જકતાએ એમને પછી રંગભૂમિ પર પાછાં જવા નથી દીધાં. સ્વભાવે અતિશય સરળ અને સ્નેહાળ વર્ષાબેન મોટાં સર્જક હોવાના ભાર સાથે કદી કોઈને નહીં મળ્યાં હોય. અકળાવું કદાચ એમની પ્રકૃતિમાં જ નહીં હોય. એટલે જ વાગે એવા સવાલોના જવાબો પણ એમણે કેટલી ધીરજથી આપ્યા! એમની જગ્યાએ કોઈ મારા જેવી વ્યક્તિ હોત તો? લગભગ તમામ સાથે આદરથી વરતતાં વર્ષાબેન જેવી વ્યક્તિઓ હવેના સમયમાં દુર્લભ થતી જાય છે. તખ્તા પરનાં વર્ષોએ એમને પહેરવા-ઓઢવાનાં એવાં શોખીન બનાવ્યાં કે મળે ત્યારે વાર્તા, નવલકથાની વાતો કે સાહિત્યજગતની પંચાતને બદલે તેઓ સાડી-પર્સ-ઘરેણાંની વાતો વધારે કરી શકે. સરેરાશ ગુજરાતી વાચકથી લઈને પ્રશિષ્ટનો ભાવક પણ વર્ષા અડાલજાના નામથી પરિચિત હોય જ એવી ખાતરી સાથે એમની સાથે થોડીક વાતચીત.***

*શરીફા : વર્ષાબેન, તમારો જન્મ ક્યાં, ક્યારે થયો?*

વર્ષા અડાલજા : મારો જન્મ મુંબઈના-માટુંગામાં ૧૦-૦૪-૧૯૪૦ના રોજ ભૂતાનિવાસમાં થયો. મારા કિશોરકાળ સુધી શહેર બદલાવાના કારણે અમે વારંવાર શાળા બદલી હતી. પ્રિન્સિપાલ પાછળથી શાળા છોડ્યાનું સર્ટિફિકેટ મોકલી આપતા. એના કારણે જન્મતારીખ અને નામમાં ગોટાળા થતા. આખરે પપ્પાએ કોર્ટમાં એફિડેવિટ કરીને નામ અને તારીખ પાક્કાં કર્યાં. એટલે હું માનું છું કે આ તારીખ સાચી હશે. અને ધારો કે સાચી નહીં હોય તોયે શો ફરક પડે છે!

*પ્ર. : હા, ફરક તો કશો નથી પડતો વર્ષાબેન પણ કોઈ એક તારીખ પર સ્થિર તો થવું જ પડે છે આપણે! નહીંતર મારી જેમ બે જન્મતારીખ કાયમ વેંઢારવી પડે. તમે ઉપર કહ્યું કે શહેરો અને શાળાઓ વારંવાર બદલાતાં રહેતાં. તો તમારું પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજનું શિક્ષણ ક્યાં થયું?*

ઉ. : મારા પિતાજીને જ્યાં જ્યાં ફરવાનું થયું ત્યાં ત્યાં અમારું ભણવાનું થયું. ક્યારેક ક્યારેક તો વર્ષને અધવચ્ચેથી પણ શાળા બદલાઈ હતી. માટુંગા, જામનગર, રાજકોટથી ફરતાં ફરતાં પાછાં મુંબઈ, ઘાટકોપર. ત્યાંની રત્નચંદ્રજી જૈન સ્કૂલમાંથી ૧૧મું ધોરણ કરીને મેટ્રિકની માટલી ફોડી. બી.એ. રુઈયા કૉલેજ, માટુંગા. એમ. એ. (સોશિયોલોજીમાં) મુંબઈ યુનિવર્સિટીમાંથી કર્યું.

*પ્ર. : તમે લખ્યું છે એક સંસ્મરણમાં કે ભણવામાં તમે ઇલાબહેનની નોટ પર આધાર રાખતાં હતાં. તો તમારાં બંને બહેનોમાંથી સર્જનક્ષેત્રે પ્રથમ ડગ કોણે ભરેલું? કયા સાહિત્યસ્વરૂપમાં?*

ઉ. : ઇલા ગુજરાતી સાથે મુંબઈ યુનિવર્સિટીમાં પ્રથમ વર્ગમાં પ્રથમ આવેલી અને એમ.એ. થતાંમાં એને રુઈયા કૉલેજમાં લેક્ચરરની નોકરી મળી ગયેલી. કુન્દનિકાબહેન એની પાસે 'નવનીત' માટે અનુવાદ વગેરેનું કામ કરાવતાં. પપ્પાની અણધારી વિદાય પછી એમની એક સામાજિક થ્રિલરનાં છેલ્લાં પ્રકરણો બાકી હતાં. તે ઇલાએ લખ્યાં હતાં.

*પ્ર. : તમે તો નાટકનો જીવ હતાં. નાટકોમાં યાદગાર પાત્રો ભજવવાં મળ્યાં છે તમને. અચાનક લખવાનું શરૂ તો ન થાય. કંઈક તો પડ્યું હોય અંદર. તમારી દૃષ્ટિએ આ 'કંઈક' શું છે?*

ઉ. : આ તો પ્રોફેસરે પૂછેલો અઘરો સવાલ છે. હું પણ મને આ પ્રશ્ન પૂછતી હોઉં છું. પપ્પાની વિદાય પછી રાજકોટ હતાં અમે અને થોડા જ દિવસમાં 'ગુજરાત સમાચાર'માંથી શાંતિભાઈનો તાર મળ્યો કે તું મળવા આવ. હું ગઈ તો એમણે કહ્યું 'અમારી મહિલાપૂર્તિમાં તું કંઈક લખ'. મને બહુ નવાઈ લાગી. જેણે કદી કલમ પકડી જ

ન હતી એને સામેથી લખવાનું નિમંત્રણ? પપ્પાની વિદાય પછી તરત જ? મારી આ કલમ મારા પપ્પાના આશીર્વાદ છે એવું હું માનું છું.

બીજું એક પરિબળ કહેવું પણ મને જરૂરી લાગે છે. એમ.એ.માં સોશિયોલોજી અક્ષય દેસાઈ (ર. વ. દેસાઈના દીકરા) ભણાવતા. સામાજિક પ્રશ્નો સમજવા માટે તેઓ અમને વીમેન્સ રેસ્ક્યુ હોમ, શેલ્ટર્સ, બાળ-કિશોર અપરાધીઓનાં સુધારગૃહો (જે એક જૂની જેલમાં હતું, દીવાલો પર હજી સાંકળો લટકતી હતી) વગેરે જગ્યાઓ પર લઈ ગયા હતા. મારા ત્યારસુધીના સુરક્ષિત કોચલામાંથી મેં પહેલીવાર દુનિયાનો આ બીજો ચહેરો જોયો અને ખાસ્સી દુ:ખી પણ થયેલી. પછીથી રેડિયો એનાઉન્સરની નોકરીમાં ખાલી પડતાં સ્લોટ માટે ફીલર તરીકે નાનકડું લખાણ કે વાર્તાલાપ લખવાં પડતાં. પછીથી થોડોક સમય બ્યુટીકોલમ લખી, બે-ચાર ટૂંકી વાર્તા લખી અને એ છપાઈ પણ ખરી. ત્યારે મારા પતિ મહેન્દ્રએ કહ્યું, 'છોડ આ બધું. લે આ પેન અને કાગળ અને નવલકથા લખ.' અને મેં ખરેખર લખી! કહો કે લખાઈ ગઈ. એટલે આ 'કંઈક' તે પેલો આવી પડેલો તાર? પપ્પાના આશીર્વાદ? સામાજિક સંસ્થાઓમાં જોયેલા- સાંભળેલા ખળભળાવી દે તેવા પ્રસંગો? મહેન્દ્રએ સામે ધરેલી પેન? આમાંથી કયો ટ્રીગર પોઇન્ટ હતો તેના પર આંગળી નથી મૂકી શકતી.

*પ્ર. : તમે રહસ્યકથાઓથી લખવાની શરૂઆત કરી હતી. એવી કઈ કૃતિ જેને લખીને પહેલીવાર સંતોષ મળ્યો હોય?*

ઉ. : પહેલી રહસ્યકથા લખી 'પાંચ અને એક પાંચ' પછી નવભારતના ધનજીભાઈએ મને સામાજિક નવલકથા લખવા સૂચવ્યું. મેં તો નાનપણમાં જોયેલી ફિલ્મોને યાદ કરી અને એક મહિનામાં એક નવલકથા લખીને હું ધનજીભાઈ પાસે ગઈ. 'સામાજિક નવલકથા લખી તો લાવી છું પણ નામ કેવી રીતે પાડવું એ નથી ખબર.' પહેલી નવલકથાનું નામ વેણીભાઈ પુરોહિતે પાડ્યું હતું. ધનજીભાઈ પાસે ચુનીલાલ મડિયા બેઠા હતા. તેમણે કહ્યું, 'શ્રાવણ તારાં સરવડાં' શીર્ષક રાખ. જ્યારે જ્યારે ટાઇટલ શું રાખવું એ ન સૂઝે ત્યારે જનરલ ટાઇટલ રાખી દેવું, જેથી એ કોઈપણ પ્લોટમાં ફિટ થઈ જાય'. અને હું તો રાજીના રેડ. પછી આર.આર.શેઠે વર્ષની એક નવલકથાનો કોન્ટ્રાક્ટ કર્યો. કોરું મન અને કોરા કાગળ લઈને લખવા બેઠી ત્યારે એક વિચાર સ્ફૂર્યો: ન્યાયાધીશ પોતે જ અપરાધી હોય તો? પૂણીમાંથી નીકળતા તારની જેમ, એક બેઠકે નવલકથા લખી. 'તિમિરના પડછાયા'. એક પ્રોડ્યુસરે સામેથી એના હક માગી ગુજરાતી ફિલ્મ બનાવી, મહેન્દ્ર ત્રિવેદીએ એના પરથી 'આતમદીપનાં અજવાળાં' નામે નાટક લખ્યું. દૂરદર્શન

અને રંગમંચ પર, તેમ જ દેશવિદેશમાં ભજવાયું. ૧૯૬૯માં પ્રગટ થયેલી નવલકથા પરથી બનેલા નાટકનાં ત્રીસ વર્ષ પછી હમણાં લંડનમાં શોઝ થયા. અત્યારે વેબ સિરિઝની ઓર્બિટમાં તે આપબળે ઘૂસી રહી છે.

મને કદી પણ મારી ઓળખ લેખિકાની હશે એવી કલ્પના નો'તી. જીવનમાં એક હેતુ, એક ધ્યેયની શોધમાં હતી ૧૯૭૧માં, ત્યારે ધીરુબેન પટેલે એક નાની નવલકથા 'સુધા' માટે લખવાનું કહ્યું. આ સમયગાળામાં 'યારાના' પ્રકારની-બે ભાઈ, બે દોસ્ત વગેરેની ફિલ્મો ખૂબ પ્રચલિત હતી. મને વિચાર આવ્યો કે કેમ બે બહેનો વચ્ચેના સંબંધના ચઢાવ-ઉતારની વાત ન થાય? આઠ દિવસમાં મેં આઠ પ્રકરણની 'મારે પણ એક ઘર હોય' લખી. હપ્તાવાર છપાયેલી એ નવલકથા ખાસ્સી લોકપ્રિય થઈ. પછી સ્વયંસિદ્ધાની જેમ એ પોતાની મુસાફરીએ નીકળી પડી. ઇનામ, કોર્ટકેસ, ત્રણ સિરિયલ્સ, અનુવાદો અને ફિલ્મ...એ નવલકથાએ મને આગવી ઓળખ આપી અને જાણે કે સાહિત્યજગતમાં મારો વિધિવત પ્રવેશ કરાવી આપ્યો.

*પ્ર. : દરેકનાં જીવનમાં સંઘર્ષ હોય. નાનપણમાં, યુવાનીમાં પોતાનો અને પાછલી ઉંમરે સંતાનોનો સંઘર્ષ પણ પોતીકો જ બનતો હોય છે. તમારા જીવનસંઘર્ષ વિશે કંઈક કહેશો?*



શિશીરભાઈ, બિંદુબહેન, ઇલા સાથે વર્ષા

ઉ. : માટુંગામાં ભૂતાનિવાસમાં અમારું સુંદર સજાવેલું ઘર હતું. જામસાહેબે 'ચરકસંહિતા'ના પ્રકાશન અને બીજા લેખનકાર્ય માટે પપ્પાને જામનગર બોલાવ્યા. અમે સહકુટુંબ જામનગર શિફ્ટ થયાં. મુંબઈનું ઘર બંધ પડ્યું હતું. જામનગરમાં અમને ગામની બહાર એક મકાન આપવામાં આવ્યું હતું. જામસાહેબે મારા પપ્પાને જામનગર બોલાવીને આયુર્વેદિક મુદ્રણાલય સોંપેલું. પપ્પાનું પોતાનું પ્રેસ પણ હતું જ. ચાલીસીના દાયકામાં અલભ્ય એવી શોફરડ્રીવન ઓપલ કાર, ઘરેણાં ગાંઠાં, જાતજાતનાં વસ્ત્રો. અમારા ઘરમાં આ

બધું અભરે ભરેલું હતું. રજવાડાંઓના એકીકરણ પછી રાજ્યનું પ્રેસ અને ઘર ગયાં. વિભાજન પછી નિરાશ્રિતોનાં ધાડાં આવ્યાં એના પરિણામે અમારું મુંબઈનું વસાવેલું ઘર ગયું. સ્વાતંત્ર્યસંગ્રામ વખતે મમ્મી-પપ્પાએ ઘણો સંઘર્ષ કર્યો હતો. ફરીથી એના એ દિવસો જાણે કે પાછા આવ્યા. હવે અમે ભાઈ-બહેનો પણ એમની સંઘર્ષયાત્રામાં સામેલ. આ આપદાને કારણે મોટાભાઈએ ભણવાનું છોડીને બેન્કમાં નોકરી લઈ લીધી. પપ્પા કલમના સહારે ફરીથી મુંબઈ ગયા. મિત્રોના ઘરે રહી લખતા રહ્યા. અતિશય શ્રમથી માંદા પડ્યા. એક વર્ષ રાજકોટ રહી અમે ફરી મુંબઈ આવ્યાં. ઘાટકોપરના એક વેપારીએ 'તમે ભાષાની સેવા કરો છો એટલે મારા ઘરમાં રહો' કહીને એક ઘર આપ્યું. આમ, મુંબઈ, ઘાટકોપરમાં છેક છેવાડે નાનકડું કૉટેજ મળ્યું. પપ્પાએ કલમને ખોળે માથું મૂકીને ૩૬૫ દિવસ-રાત લખ્યું, અમને ભણાવ્યાં, અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા પ્રોત્સાહિત કર્યાં. અમે ભાઈ-બહેનો પરિશ્રમ અને આવડતથી સંજોગોથી ઉપર ઊઠ્યાં. ભાઈ પણ નોકરી છોડીને ભણ્યો. વળી એક ચમત્કાર થયો. સસ્તુ સાહિત્ય સાથે સંકળાયેલા મનુ સુબેદાર પપ્પાના ચાહક. એમની ઇચ્છા ગુલબહાર બિલ્ડિંગમાં બધા લેખકોને વસાવવાની હતી. એમણે વસાવ્યા પણ ખરા. મનુ સુબેદારે પપ્પાના હાથમાં ચાવી મૂકીને કહ્યું કે 'આ 'ગુલબહાર'નો એક ફ્લેટ હું તમને ભેટમાં આપું છું'. અમે જે કંઈ ગુમાવ્યું હતું એ ઈશ્વર જાણે પાછું આપતો હતો! આ ચમત્કાર જ હતો.

મેં અને મહેન્દ્રએ, એમની બાની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કર્યાં. એટલે તરત જ અલગ ઘર વસાવવું પડ્યું. ચાર દીવાલ અને અમે બંને સાવ હાથેપગે. ધીમે ધીમે સેટલ થયાં. મહેન્દ્રનો ટેક્સટાઇલ મિલ સાથેનો બિઝનેસ. હું લખી રહી હતી. દીકરીઓ ભણી રહી હતી. All was well with the world. ત્યાં મિલોની ઐતિહાસિક હડતાળ પડી ને ફરીથી સંઘર્ષના દિવસો આવ્યા. પણ અમે બેઉ એકમેકના હાથ પકડી, હિંમત રાખી એ અંધારા ભોંયરામાંથી બહાર નીકળી આવ્યાં. દીકરીઓ એમનાં જીવનમાં, પ્રવૃત્તિઓમાં પરોવાઈ. ત્રણેક વર્ષ હોસ્પિટલની આવન-જાવન પછી મહેન્દ્રએ ૧૯૯૬માં વિદાય લીધી. હું ચૌદ વર્ષ એકલી રહી. એકલતામાંયે જીવનને આનંદથી ગોઠવ્યું. હિમાલયના પ્રવાસો કર્યા, સતત લખતી રહી. સાહિત્યિક પ્રવૃત્તિઓમાં જીવન સરળતાથી પસાર થઈ રહ્યું હતું, પુસ્તકો પ્રગટ થઈ રહ્યાં હતાં, પુરસ્કારો મળી રહ્યા હતા. અફસોસ એ થતો કે મારા પપ્પા કે મહેન્દ્ર બેમાંથી એક્કેય આ બધું જોવા ન પામ્યા. મોટી દીકરી માધવીએ અંગત કારણોસર છૂટાછેડા લીધા. વાવાઝોડાની

પેલે પાર નીકળી અમે મા દીકરી હવે આનંદથી સાથે રહીએ છીએ.

દરેક તબક્કે જીવનના સંઘર્ષને માણ્યો. પરિશ્રમ, નિષ્ઠાનો અર્થ સમજાયો. જીવનની નવી દિશાઓ ખૂલી એના કારણે 'ભાઈ રે આપણાં દુઃખનું કેટલું જોર...' ગાતાં ગાતાં કૌટુંબિક સંબંધોની રેશમગાંઠ એકદમ મજબૂત બની.

*પ્ર. : તમે જામનગર, રાજકોટ જેવા કાઠિયાવાડી રૂઢિ ધરાવતાં શહેરોમાં રહ્યાં પછી મુંબઈ જેવા મોકળાશ આપતા શહેરમાં આવ્યાં. એકંદરે ઘરનો માહોલ કેવો હતો હંમેશાં?*

ઉ. : આમ જુઓ તો ઘરમાં અમે મુક્ત વાતાવરણમાં ઊછર્યાં હતાં. અમે સામાજિક વ્યવહારનાં જાળાંમાંથી મુક્ત હતાં. જુદી જુદી જગ્યાએ ફરતાં રહેવાને કારણે અમારે ખાસ સગાસંબંધીઓ નહોતાં. મારા પપ્પા થિયેટર સાથે સંકળાયેલા હતા એટલે મારાં બાને નાટક, સંગીત, નૃત્ય જેવી ઇતર પ્રવૃત્તિ માટે ખૂબ પ્રોત્સાહિત કરે. મારાં બાએ ભૂતાનિવાસમાં એક મહિલામંડળ બનાવ્યું હતું. એમાં સ્વતંત્રતાને લગતી નાની-મોટી નાટિકાઓ બા મહિલામંડળની બહેનો સામે રજૂ કરે. અમે બધાં બાળકો પણ એમાં હોંશભેર ભાગ લઈએ. બસ મને નાટકનો ચસકો ત્યાંથી જ લાગ્યો હતો. એ સમયે નાટકોમાં છોકરીઓ ભાગ્યે જ ભાગ લેતી. પણ મને તો શાળા-કૉલેજ બધે નાટકોમાં ભાગ લેવાની ઘરેથી છૂટ



પતિ મહેન્દ્ર સાથે વર્ષાબેન

મળી હતી. હું અને ઇલા ખૂબ પ્રવૃત્તિઓ કરીએ. અમને રસોઈ નો'તી આવડતી. પણ મમ્મી-પપ્પાએ ક્યારેય એવું નો'તું કહ્યું કે સાસરે જઈને શું કરશો? ઊલટાનું પપ્પા મજાકમાં કહેતા કે, 'કંઈ વાંધો નહીં. ચિંતા કરવી જ નહીં, રસોઈ નથી આવડતી એ તમારી નહીં, સામેવાળાની ચિંતા છે. લગ્ન કરવાં હોય તો કરો, ન કરવાં હોય તોયે કશો વાંધો નથી. ચા-શરબત લઈને છોકરા સામે જવાની પ્રથા મને મંજૂર નથી.' અમને તો જાતે છોકરા શોધી લેવાની પણ પૂરેપૂરી છૂટ હતી. કહો કે બિલકુલ મોકળાશભર્યો માહોલ હતો.

*પ્ર. : ગુણવંતરાય આચાર્ય વિશે તો બધા ઘણું જાણે, તમે પણ એમના વિશે વાતો કરી જ હોય. તમારી જિંદગીના*

*મહત્ત્વના બીજા પુરુષ મહેન્દ્રભાઈ વિશે કશુંક કહેશો?*

ઉ. : હું અને મહેન્દ્ર આમ જુઓ તો સામસામા છેડાનાં. હું શોખીન, વાચાળ, હજાર વસ્તુમાં મને રસ પડે. મહેન્દ્ર બિલકુલ અંતર્મુખી, શ્વેત ખાદીધારી, ગિરનાર યાત્રી. જાજમ કે જમીન પર સૂનાર. નિયતિની કોઈ અકળલીલાથી અમે બેઉ પરણ્યાં. લગ્ન પહેલાં એણે નિખાલસપણે એની પરિસ્થિતિ વિશે કહેલું. ઘર અને ભાઈ-બહેનોની જવાબદારી એ કોલેજકાળથી ઉપાડતો. ચાલીનું ઘર, મધ્યમવર્ગીય પરિસ્થિતિ. ત્યારે તો મારો રથ ધરતીથી બે વેંત અધ્ધર ચાલતો ને તોય મેં હા પાડી! એણે મને જીવનમાં પૂરી મોકળાશ આપી, મને લખતી કરી, મારાં કાર્યક્રમો કે સન્માનમાં એ ક્યારેય લાઈમલાઈટ શેર કરવા ન આવે. ટિકિટો લાવી આપે, શોધીને સુંદર સાડીઓ લઈ આવે અને મને મોકલે. 'તું જા, ઘરની ફિકર કરીશ નહીં.' સાહિત્ય પરિષદની મિટિંગમાં અમદાવાદ પણ મોકલે. બંને દીકરીઓને સાચવે. ફિલ્મ જોવા લઈ જાય. મને કાયમ કહેતો કે 'તું એલિઝાબેથ, હું પ્રિન્સ ફિલીપ... તારી પાછળ પાછળ...'

આઈ.સી.યુ.માં હતો ત્યારે મને કહે, 'હું જવા માગું છું, તને મુક્ત કરવા માગું છું. મારી બીમારીમાં તું ઘરમાં બંધાઈ ગઈ છે.'

*પ્ર. : પિતા ગુણવંતરાય આચાર્ય અતિશય જાણીતા સર્જક હતા. વર્ષા અડાલજા પણ કેટલાય ગુજરાતીઓના પ્રિય સર્જક છે. મારે એ જાણવું છે વર્ષાબેન કે તમારા પ્રિય સર્જક કોણ? તમે કોને વાંચેલા? દેશી અને વિદેશી બંને કહેજો.*

ઉ. : કોણ પ્રિય એવું આંગળી મૂકીને તો ન કહી શકું. પણ જુદા જુદા લેખકોનું જે ગમી જાય તે વાંચું. કોઈ લેખકની ગમી ગયેલી કૃતિ વાંચી હોય પણ કોઈનું બધું જ સર્જન વાંચવાનું મારાથી નથી થયું. દરેક સાહિત્ય-સ્વરૂપ, કોઈપણ લેખકનાં પુસ્તકો વાંચું. ગુજરાતીના પ્રમુખસર્જકો તો ખરા જ. યુવા વાર્તાકારોની વાર્તાઓ પણ વાંચું. નારાયણભાઈનું 'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ' (એમણે પ્રેમથી ભેટમાં આપેલું) વાંચું તો કિરણ દેસાઈ, ઝુમ્પા લહેરી અને ખાલેદ હુસૈની પણ મને પ્રિય. કૉલેજકાળમાં ખાંડેકર, શરદબાબુ, જરાસંઘ, મુનશી, ધૂમકેતુ, ર.વ.દેસાઈ, જ્યોતીન્દ્ર દવેને વાંચેલા. કુર્તલૈન હૈદર, મંટોની વાર્તાઓ સાથે ચાઈનિઝ લેખિકા એમી ટેન ગમે. કબાટમાં દેવદત્ત પટ્ટનાયકની બાજુમાં જેફ્રી આર્ચર, ડોન બ્રાઉન, બાપુની આત્મકથા રહે. ફિફ્ટી ગ્રેટ અમેરિકન શોર્ટ સ્ટોરીઝ સાથે ગુજરાતી નવલિકાચયન પણ વાંચું. મારા ભાઈએ મોપાસાં, ઓસ્કાર વાઈલ્ડ વગેરેના દળદાર વોલ્યુમ આપ્યા છે. ક્યારેક એમાંથી પણ વાંચું. લખવાનું શરૂ કર્યું ત્યારે મહેન્દ્રએ સોલ્ઝેનિત્શીનનું

પુસ્તક આપેલું. એ વાંચીને હું સ્તબ્ધ થઈ ગયેલી. એવું જ 'ગોન વીથ ધ વિન્ડ' અને 'રુટ્સ'નું. પાકિસ્તાની કહાનિયાં અને ભીષ્મ સાહની કબાટમાં જોડાજોડ. લયલા અબ્દુલ્લાનું 'મિનરેટ', અસરા નોમાનીની 'સ્ટૅડિંગ અલોન ઇન મક્કા' દુબઈ નાઈટ બુકફેરમાંથી ખરીદીને ફ્લાઈટમાં જ પૂરી કરી. જેન આસૂનની અરેબિક મુસ્લિમ પ્રિન્સેસ સિરીઝ, એ.આર. રહેમાનની બાયોગ્રાફી, કરણ જોહરનું અનસ્યુટેબલ...

પ્રવાસનિબંધો, સંપાદનો, નાટકો વગેરે વાંચું. મહાભારતનો ગુજરાતી અનુવાદ, છાપાંઓ, સામયિકો. બધું ખરીદાતું નથી, બધું વંચાતું પણ નથી. મુંબઈમાં પુસ્તકો સાચવવાં પણ અઘરાં. થોડા સમય પહેલાં જ ઘણાં પુસ્તકો ફાર્બસ અને મિત્રોને આપી દીધાં. હું અભ્યાસુ તરીકે નહીં પણ ગમે છે એટલે વાંચું છું. વળી એટલો સમય પણ જોઈએને? વળી મુંબઈમાં જૂનાં કે નવાં ગુજરાતી પ્રકાશનો મળી રહે તેવો કોઈ સમૃદ્ધ ગ્રંથભંડાર નથી કે દુકાન પણ નથી. ફાર્બસ મારા ઘરથી ઘણી દૂર છે.

*પ્ર. : વાંચવામાં તમારી પસંદગીનો ક્રમ કેવો રહે? વાર્તા, નવલકથા, નાટક, કવિતા, આત્મકથા, પ્રવાસ...તમારું પ્રિય સ્વરૂપ કયું?*

ઉ. : પ્રિય સ્વરૂપ વાર્તા, નવલકથા, નાટક, પ્રવાસ... આમ તો બધું વાંચવું ગમે. ક્રોસવર્ડ જાઉં ત્યારે બધાં સેક્ટરમાં ફરું, કોઈપણ મેગેઝિન હાથમાં લઉં તો સહજભાવે જોઈ લઉં કે કોની વાર્તા છપાઈ છે? નવી નવલકથા કે નાટક પણ જોઈ લઉં. કવિતા પણ ગમે. ઉમાશંકર, સુંદરમ, રમેશ પારેખ, મરીઝના સંકલિત ગ્રંથો પણ વસાવ્યા છે. હા કવિતા ગમે, વાંચું પણ કદી લખી નથી. એવું જ બાળસાહિત્યનું પણ. હું જાણું છું કે જે ન આવડે તેના પર હાથ અજમાવવો જોઈએ નહીં.

*પ્ર. : તમને આત્મકથા લખવાનો વિચાર આવે છે ખરો? ગુજરાતી સ્ત્રીઓએ પ્રમાણમાં ઓછી આત્મકથા લખી છે એટલે પૂછું છું.*

ઉ. : અત્યારે લોકડાઉનમાં આત્મકથા લખી રહી છું. ઘરમાં ને ઘરમાં જ છું એટલે શાંતિ પણ છે અને નિરાંત પણ છે. આયુષ્યના એવા ઉંબરે જન્મ થયો કે થોડું પાછળ જોઈ શકાયું. ત્યારે મને થયું કે એ સમયને ફ્રીજ કરું અને આત્મકથા લખવાનો વિચાર આવ્યો.

*પ્ર. : લખવા માટે તમને અનુકૂળ સમય કે માહોલ વગેરેની જરૂર પડે? વાર્તા કે નવલકથા કેટલી વાર લખો?*

ઉ. : ૧૯૬૬-૧૯૬૭થી લખવાનું શરૂ કર્યું. પછી બે દીકરીઓનો જન્મ. સમય અને શાંતિ મળે એટલે વહેલી સવારે રસોડામાં લખું. સાધુપુરુષ અને લેખકે વહેલી સવારે સૂઈ ન રહેવું એવું માનું એટલે ત્રણ-સાડાત્રણ વાગે ઊઠી જાઉં.

લગભગ ચૌદેક વર્ષ હું રાત્રે ઊઠીને, ગેસના ચૂલા જેવા નવીનતમ ટેબલ પર પેડ રાખી, રસોડાના પ્લેટફૉર્મ પર લખતી. માધવી-શિવાનીનો વધારે સમય સ્કૂલમાં પસાર થતો ગયો પછીથી હું સવારે પાંચેક વાગે ઊઠતી. બપોરે ત્રણ-ચાર વાગ્યે ડાઇનિંગ ટેબલ પર લખવા બેસતી. પેન-પેડ ત્યાં હોય જ હંમેશાં. હું લખતી હોઉં ત્યારે કોઈની આવન જાવન, ડોરબેલનો અવાજ... વગેરેથી ખાસ વાંધો ન આવે. મોટેથી વાતો થતી હોય તો વિચારોના પ્રવાહમાં ખલેલ પડે.

મારા ઘર પાસે પુસ્તકમેળો યોજાતો એટલે મહેન્દ્ર મેઘાણી મારે ત્યાં રાત્રે સૂવા આવતા. વહેલી સવારે વાસણો વચ્ચે અમે બંને જોડાજોડ બેસીને રસોડામાં લખતાં. સ્વાશ્રયના આગ્રહી મહેન્દ્રભાઈએ મારા ઘરે વાસણો પણ ઊટક્યાં છે. કાશ એ જમાનામાં મોબાઈલ હોત તો ફોટા પાડ્યા હોત!

વાર્તા કે નવલકથા ઓછામાં ઓછી બે વાર લખું. 'ક્રોસરોડ'ના દોઢેક હજાર ફૂલસ્કેપ લખ્યાં છે. નવલકથા લખાઈ જાય પછી થાય કે આ દૃશ્ય કે સંવાદ ફરી લખું તો સારું. તો એ પાનાં કાઢી, ફરી લખીને જોડી દઉં. ટૂંકી વાર્તા બે કે ત્રણ વાર તો લખું જ. ક્યારેક કોઈ સમાચાર કે પ્રસંગ કે માત્ર વિચાર હોય તો એમાંથી વાર્તા નિપજાવવા મથવું પડે. વલોણાં વિના નવનીત ક્યાંથી?

ઘણીવાર આદિથી અંત સુધીનો પ્લોટ મનમાં ન હોય, (નવલકથામાં પણ). જેમ લખતી જાઉં એમ કૃતિ ઊઘડતી આવે. ક્યારેક સર્જન, સર્જક પાસે પ્રગટ થવાની પઠાણી ઉઘરાણી કરે. તો ક્યારેક સર્જકે વાર્તાને પ્રેયસીની જેમ મનાવવી પડે. એવુંય બન્યું છે કે રક્તપિત્તગ્રસ્ત નાયિકા રૂપાની વાત મેં 'એંધાણી' વાર્તામાં પહેલાં કરી હતી. વાર્તામાં રૂપા ઈશ્વરને પૂછે છે, જવાબ મારે લખવાનો હતો. અંત પણ એ જ. બે-ચાર લીટીના એ જવાબે મને કવરાવી હતી.

*પ્ર. : હું તમારા અગિયાર વાર્તાસંગ્રહની ૨૧૪ વાર્તાઓ વાંચી ગઈ. લગભગ સંગ્રહની પ્રસ્તાવના એકસરખી. એકદમ સરસ થઈ શકે એવી વાર્તા કશેક અટકી જાય. વાર્તા વિશેનાં તમારા વિચારો, મંતવ્યો, પણ વાંચ્યાં. મને એવી છાપ પડી કે શાસ્ત્રીય ઢબે તમે આ સ્વરૂપ વિશે ભાગ્યે જ વિચાર્યું હશે?*

ઉ. : હા, કદાચ તમારી વાત સાચી હોય. લેખન મારા માટે પ્લાન્ડ કેરિયર ન હતું. લખીશ એવું કદી વિચારેલું પણ નહીં. વાંચવાનો શોખ હતો પહેલેથી. દિલ્હી એન.એસ.ડી.ના ઇન્ટર્વ્યૂમાં હું પસંદ થઈ હતી... એ લાંબી કથા છે. મારી 'રંગભૂમિ' સંસ્થા વિખરાઈ, મેં લગ્ન કર્યાં અને થોડા જ સમયમાં પપ્પાની વિદાય. જીવનમાં મારો ગોલ-ઉદ્દેશ શો છે એ બાબતે સખત મૂંઝવણ. જાણે ધુમ્મસથી ઘેરાયેલી હતી. એટલે



માતા-પિતાની સ્મૃતિ

પહેલી નવલકથા મેં આવી ધૂંધળી પરિસ્થિતિમાંથી છટકવા માટે લખેલી. પછી તો પગલાંથી પંથ એક ફૂટ્યોની જેમ એ રસ્તે ધીમે ધીમે ચાલતી ગઈ. ત્યારે સોશિયલ મીડિયા કે ટી.વી કે એવું કશું નો'તું. વર્કશોપ, સેમિનાર, શિબિરો, અનેક પ્રકારના અભ્યાસક્રમો- એવા કશાનું અસ્તિત્વ નો'તું. નવો માંડેલો સંસાર હતો, ઘરકામ, રસોઈ ખાસ આવડે નહીં, બાળકો ને ઉપરથી લખવાનું ભૂત સવાર થયું એમાં શાસ્ત્રીય સમજ માટેની ન તો સૂઝ હતી ન સમય હતો.

*પ્ર. : શાસ્ત્રીય રીતે ન વિચારનાર પણ સારી કૃતિ આપે એમાં કોઈ બેમત નથી. પણ અતિશય લોકપ્રિયતા તમને શાસ્ત્રીયતાથી દૂર લઈ ગઈ હોય એવું કદી લાગ્યું છે ખરું? કારણ તમારી ૩૦ થી ૩૫ જેટલી વાર્તાઓ સરસ વિષય, ઉત્તમ ગૂંથણી છતાં ક્યાંક અટકી જાય છે. એ ઊંચાઈએ નથી પહોંચી શકતી જ્યાં એને ઉત્તમ વાર્તા કહી શકાય.*

ઉ. : ના ક્યારેય નહીં. લાઈફ મેગેઝિનમાં વિયેટનામ વોરનાં ભયંકર, અત્યંત ક્રૂર દૃશ્યોના ફોટા જોઈ નવલકથા લખવા માટે મેટર ભેગું કરવા માંડ્યું. ગૂગલ તો હતું નહીં. કેટલા ઉતારા કર્યા હાથે. મહેનતથી એક ફાઇલ ભરાય એટલું ભેળું કર્યું. પછી મને વિચાર આવ્યો કે વાચકોને પારકા દેશના યુદ્ધમાં કેટલો રસ પડશે? દર્શકને મારા પર હેત. મારે ત્યાં બહુ આવતા. મેં એમને ફાઇલ બતાવી. એમણે ધ્રુવમંત્ર આપ્યો. લેખકનું કન્વિક્શન હોય, પોતાને ગમતું

હોય તે અચૂક લખવું. બીજાને ગમે કે નહીં એ વિશે વિચાર નહીં કરવાનો. મેં આ પ્રસંગો, પાત્રોને વાર્તારસમાં ઢાળી, કલ્પના ઉમેરી, નહીં સાંધો નહીં રેણ એવી નવલકથા લખી 'આતશ'. 'ગુજરાતમિત્ર'માં પ્રગટ થઈ, પોંખાઈ, અનુવાદો અને આવૃત્તિઓ થયાં. હું જાણું છું કે લોકપ્રિયતા લીલવાળો લપસણો ઢાળ છે. સાવચેત રહેવું જ પડે.

*પ્ર. : સર્જક તેની ઉત્તમ કૃતિની રાહ જોતો હોય છે. વર્ષા અડાલજાને 'ક્રોસરોડ' થી પોતાની ઉત્તમ કૃતિ મળી ગઈ એવું હું માનું છું. તમે હજી આનાથી વિશેષ ચડિયાતી કૃતિની રાહ જુઓ છો ખરાં?*

ઉ. : એવું થાય તો મને ચોક્કસ ગમે. પણ એના માટે સબળ વિષય, વિશાળ ફલક અને વિષયના ઊંડાણને તાગી શકાય એવી મારી ક્ષમતા જરૂરી બને. એવો કોઈ વિષય ઝટ હાથ ચડવો મુશ્કેલ છે. પણ જો કદી છીપમૌક્તિક ક્ષણ આવી ગઈ ફરીથી તો ચોક્કસ લખીશ. આમ પણ જો અને તો બે એકાક્ષર વચ્ચે શક્યતાઓનો મહાસાગર ઘૂઘવે જ છે ને?

*પ્ર. : 'ક્રોસરોડ' મને બહુ ગમી છે. એને લખતા પહેલાં તમારે ઘણી મહેનત કરવી પડી હશે એવું લાગે. જરાક એના વિશે વાત કરશો?*

ઉ. : ૧૯૨૨થી ૧૯૭૫ના સમયગાળામાં થયેલી સશસ્ત્ર ક્રાંતિ વિશે મેં ઘણું વાંચ્યું. એ વખતની સ્ત્રીઓની સ્થિતિ વિશે જાણ્યું. મારે પોતાનો સમય-પ્રવેશ કરાવવાનો હતો. એ સમયનાં જુદાં-જુદાં પાત્રોને લઈ એ સમયની સ્થિતિ વિશે રિસર્ચ કરીને મેં નવલકથા લખી છે.

છેલ્લાં પસાચ વર્ષની સશસ્ત્ર ક્રાંતિની વાત વાર્તા રૂપે આવરી લેવા માટે લેખિકા તરીકે મારે ખૂબ ઝીણવટથી કામ કરવાનું હતું. જુદાં જુદાં શહેરો, એનાં પાત્રોની વાત ટાંકવી એટલી સહેલી નહોતી. નવલકથામાં મારે મદનલાલ ધિંગરાને સાંકળી લેવાના હતા. એ માટે હું અને મારી મોટી દીકરી માધવી અમૃતસર ગયાં. હું આઠ દિવસ અમૃતસર રહી. અમૃતસરમાં શહીદોની ઘણી સ્મૃતિ સચવાઈ છે. હું મારા સબ્જેક્ટ સાથે એટલી બધી અટેચ્ડ હતી કે મારે જે-તે સ્થળે જવું જ હતું. હું જલિયાંવાલા બાગના સ્થળે ગઈ અને એ સમયે એ લોકોએ શું અનુભવ્યું હશે એનું મનન કર્યું.

કલકત્તાની સશસ્ત્ર ક્રાંતિની શરૂઆત ગુજરાતી યુવાનોએ કરી હતી. શ્રી અરવિંદે છોટુભાઈ પુરાણીને કહ્યું હતું કે થોડા ગુજરાતી યુવાનોને સશસ્ત્ર તાલીમ માટે કલકત્તા મોકલાવો. આ સત્ય ઘટના સાંકળી લીધી છે મેં મારી નવલકથામાં. કથાનો ક્રાંતિકારી હીરો વિષ્ણુ કલકત્તાના બડાબજારમાં છુપાઈ જતો મેં બતાવ્યો છે. બડાબજારમાં તે એક્ઝેક્ટ્લી ક્યાં



છુપાઈ શકે એ મનોમંથન કરવા હું ખાસ કલકત્તા ગઈ. કલકત્તામાં મારાં નણંદનું ઘર અને ગુજરાતી સાહિત્ય મંડળ પણ ત્યાં છે. એ બડાબજારમાં હું આખો દિવસ ફરી. ત્યાં એક એવી દુકાન કે ઘર હોવું જોઈએ જ્યાં વિષ્ણુ છુપાઈ શકે. હું જ જાણે મારી નવલકથાનો હીરો વિષ્ણુ છું એવું મેં અનુભવ્યું. સાંકડી ગલીઓ ખૂંદી વળી અને મને એક એવી જગ્યા મળી જ્યાં ઊભા રહીને મેં અનુભવ્યું કે યસ, અહીં જ મારો હીરો વિષ્ણુ છુપાઈ શકે છે. કોઈને કદાચ આ અતિશયોક્તિ લાગશે. પણ મારા માટે લખવાના રોમાંચની સાથે મારા હીરોને છુપાડવાની જગ્યા શોધવાનો રોમાંચ પણ હતો.

કલકત્તાની ગલીઓમાં ફર્યા બાદ હું જૂનાં મેગેઝિનો શોધતી હતી. જૂનાં મેગેઝિનો શોધવાનું કામ ખૂબ કપરું હતું. જૂનાં મેગેઝિનોમાંથી મને એક ગુજરાતી ગૃહિણીએ કઈ રીતે સશસ્ત્ર ક્રાંતિમાં સાથ આપ્યો એ વિશે વાંચવા મળ્યું. મેં તેની વાત મારી નવલકથામાં વણી લીધી. કલકત્તાના જે જૂના મકાનમાં સશસ્ત્ર સૈનિકો છુપાયા હતા એ મકાન જોવા હું ગઈ, એ મકાનમાં ઊભા રહીને મેં જે અનુભવ્યું એ સીધું ભીતર ઊતરી ગયું. એ સમયનો ઓછાયો જાણે મેં અનુભવ્યો. હું એ સમયને નવલકથામાં લઈ આવી.

'ક્રોસરોડ' નવલકથાએ માર્કેટમાં આવતાંવેંત જ ધૂમ મચાવી. મેં 'ક્રોસરોડ' માટે કોઈ માર્કેટિંગ નથી કર્યું. જો કે મારી કોઈ જ નવલકથા માટે મેં પ્રચાર કર્યો નથી. સાચું કહું તો સોશિયલ મીડિયા કે પ્રોડક્ટ માર્કેટિંગ મને નથી આવડતું. નવલકથા વિશે સારાં વિવેચનો, વાચકોનો પ્રેમ, માઉથ ટુ માઉથ પબ્લિસિટી અને

પબ્લિશરનો સહયોગ મળી રહ્યો છે. 'ક્રોસરોડ' નવલકથાને 'દર્શક' એવોર્ડ ઉપરાંત બીજા છ મહત્ત્વના એવોર્ડ મળ્યા છે. જેમાં ગુજરાતી સાહિત્ય પરિષદનો ઉમા-સ્નેહરશ્મિ પુરસ્કાર અને વર્ષની શ્રેષ્ઠ નવલકથાનો પુરસ્કાર મળેલ છે અને ભગવતીકુમાર શર્મા લાઈફટાઈમ એચિવમેન્ટ એવોર્ડ પણ મળેલ છે. જે માટે હું આનંદ અનુભવું છું.

'ક્રોસરોડ'ના જૂના સમય સુધી પહોંચવું અઘરું હતું. પહેલાં તો સમયગાળો નક્કી કરવો પડે, કેટલાક દિવસો સુધી તો હું કેલેન્ડર, જૂનાં પંચાંગ લઈ બેસતી. પંચાંગ-અધ્યક્ષ સાથે બેસીને ચર્ચા કરી કે મારે જે સમયગાળો બતાવવો છે એ સમયગાળામાં કઈ સંવત, કયો તહેવાર આવે, એ પરથી મારાં પાત્રોની એ વખતની ઉંમર શું હોઈ શકે એની ગણતરી કરું. એવા આખા ચાર્ટ મેં તૈયાર કર્યા, કારણ કે જૂના સમયગાળામાં પ્રવેશ કરવા માટે તમારે પરફેક્ટ તો રહેવું જ પડે, એ કાળના સંદર્ભમાં પાત્રની રજૂઆત, એનાં કાર્યોનું વર્ણન કર્યું. એ કાળ પ્રમાણે પાત્રોની વિચારધારા ઘડાતી જાય, એટલે સંવત, વર્ષ, તારીખ, ગુજરાતી મહિનો, તહેવાર એ સંદર્ભમાં પાત્રોનાં સ્થળ, ઉંમર વિશે ઝીણવટથી લખવું પડે, પાત્રોની ઉંમર વધે તો એ કયો સમય હશે એના ચાર્ટ તૈયાર કરતી જાઉં. સશસ્ત્ર ક્રાંતિના સાચા પ્રસંગોની છણાવટ કરી એને વાર્તામાં ગૂંથતી ગઈ. વાર્તા આગળ ચાલે ત્યારે સમય બદલાતો જાય એટલે પાત્રોનાં પહેરવેશ, બોલી, વિચારધારા પણ બદલાતાં જાય. દેશમાં એ સમયે શું બન્યું હશે એ શોધવું પડે, એટલે ગાંધીજીની આત્મકથા વાંચું. એમાંથી મને શું કામ આવે એની નોંધ કરતી જાઉં. એ નોંધની અલગ ફાઇલ બનાવું. પહેલાં રફ ડ્રાફ્ટ બનાવું, ૪૫ પ્રકરણનો રફ ડ્રાફ્ટ મેં એક બેઠકે લખ્યો છે. એ માટે નવ મહિનાનો સમય લાગ્યો. પછી જાતે જ એડિટિંગ કરું. લોકોનો રસ જળવાઈ રહેવો જોઈએ એનું પણ ધ્યાન રાખવું પડે. સમય, સાતત્ય જાળવવું પડે. જેથી કથામાં રિયાલિટી લાગે. આખી નવલકથા લખતાં મને ત્રણ વર્ષ લાગ્યાં છે. આ અનુભવ અનોખો રહ્યો છે.

*પ્ર. : વર્ષા અડાલજા જો લખતાં ન હોત તો શું કરતાં હોત? એની કદી કલ્પના કરી છે?*

ઉ. : તો હું રેડિયો, ટી.વી એવાં પરફોર્મિંગ કે એન્કરિંગ ક્ષેત્રમાં કામ કરતી હોત. ઇલાએ મને કૉલેજમાં લેક્ચરર માટેના ઇન્ટર્વ્યુ અર્થે મોકલી હતી. હું ગઈ પણ ખરી અને નીકળી ગઈ ઇન્ટર્વ્યુ આપ્યા વગર. શિક્ષણ એ મારું ક્ષેત્ર નથી એવી મારી પ્રતીતિને કારણે, કોઈપણ ક્રિયેટિવ ફિલ્ડમાં કામ કરવાનું મને ગમ્યું હોત. રેડિયો પર એનાઉન્સર હતી ત્યારે ગિજુભાઈ વ્યાસે

[અનુસંધાન પૃ. ૧૨૫]


લિયોનાર્દો દ વિન્ચી


માઈકલ એન્જેલો

# બે પત્રઃ લિયોનાર્દો દ વિન્ચી / માઈકલ એન્જેલો

☐ શિરીષ પંચાલ

**'મારાં કેટલાંક રહસ્ય.'**

મારા માનવંતા સાહેબ,

યુદ્ધનાં સાધનોના કસબમાં નિપુણ હોવાનો દાવો કરતા સૌ કોઈના પ્રયોગો જોઈને, તે વિશે વિચારીને તથા તેમની શોધખોળો સામાન્ય રીતે જોવા મળતી શોધોથી કોઈ રીતે જુદી પડતી નથી એમ માનીને, કોઈનાય પ્રત્યે પૂર્વગ્રહ રાખ્યા વિના હું મારાં કેટલાંક રહસ્ય આપ નામદાર સમક્ષ રજૂ કરી રહ્યો છું.

૧. હું ખૂબ જ હળવા, મજબૂત અને હેરફેરમાં સરળ એવા પુલ બાંધી શકું છું. એનાથી દુશ્મનોનો પીછો કરી શકાય અને તેમનો નાશ પણ કરી શકાય, બીજા કેટલાક વધુ નક્કર પુલ પણ બાંધી શકું છું, આગ કે આક્રમણ સામે ટકી શકે એવો અને છતાં સરળતાથી ખસેડી શકાય અને ધારી જગાએ ગોઠવી શકાય, અને હું દુશ્મનોના પુલને સળગાવી, તેમનો નાશ પણ કરી શકું છું.

૨. ઘેરાના સમયે હું ખાઈઓમાંથી આવતું પાણી રોકી શકું છું અને ચપટાં તળિયાંવાળી હોડીઓ, ઉપર ચઢવા માટેની નિસરણીઓ બનાવી શકું છું અને એવી બીજી યુક્તિપ્રયુક્તિઓ પણ.

૩. ઊંચાઈને કારણે કે તેની મજબૂતાઈને કારણે જો કોઈ સ્થળ ઉપર આક્રમણ

ન થઈ શકે અને જો પાયામાં પથ્થરનો ઉપયોગ ન કર્યો હોય, તો એવા બધા કિલ્લાનો હું વિનાશ કરી શકું છું.

૪. હું વજનમાં હલકા અને લઈ જવામાં સરળ એવા તોપગોળા બનાવી શકું છું, તેનાથી નાના નાના પથ્થરની વર્ષા કરી શકાય, અને એના ધુમાડાથી દુશ્મનો ત્રાસી જાય, પરિણામે તેમની તારાજી થાય, તે ગૂંચવાઈ જાય.

૫. હું નિશ્ચિત કરેલા સ્થળે, જમીનની નીચે નીરવતાથી સીધા કે વળાંકવાળા માર્ગ ઊભા કરી શકું છું, જરૂર પડે તો ખાઈઓની નીચે અને નદીઓના તળિયે આવા માર્ગ ઊભા કરી શકાય.

૬. હું તોપખાનાથી શસ્ત્રસજ્જ વાહનો ઊભાં કરી શકું, તે દુશ્મનોની ગમે તેવી અડીખમ સેનાઓને ભેદીને તેમનો નાશ કરી શકે એવા માર્ગે ઊભા રહી શકે.

૭. જરૂર પડે તો હું તોપગોળા, દારૂગોળા બનાવી શકું તે સામાન્ય રીતે જોવા મળતી સામગ્રી કરતાં વધુ આકર્ષક, ઉપયોગી અને વિલક્ષણ હોય.

૮. જો દારૂગોળાનો ઉપયોગ ન થઈ શકે એમ હોય તો ગોફણો જેવાં સારી રીતે કામ આપતાં સાધનો પહોંચાડી શકું. જે સામાન્ય રીતે વપરાતાં ન હોય. ટૂંકમાં પ્રસંગ આવે હું આક્રમણ અને સંરક્ષણનાં અઢળક સાધનો પૂરાં પાડી શકું.

૯. અને જો યુદ્ધ દરિયાઈ હોય તો હું આક્રમણમાં અને સંરક્ષણમાં ખૂબ જ કામ લાગે એવાં એન્જિન બનાવી શકું, તથા ભારેમાં ભારે તોપમારો, શસ્ત્રો, દારૂગોળાની સામે ટકી શકે એવાં વહાણ બનાવી શકું.

૧૦. શાંતિના સમયે હું તમને ખૂબ જ સંતોષ આપે એવી જાહેર અને ખાનગી ઇમારતો પૂરી પાડી શકું, એક સ્થળેથી બીજે સ્થળે પાણીની હેરફેર કરાવી શકું.

આ ઉપરાંત હું આરસપહાણનાં, કાંસાનાં, માટીનાં શિલ્પ ઊભાં કરી શકું, ચિત્રકળામાં પણ ગમે તેવા મહાન ચિત્રકારની જેમ ચિત્રકૃતિઓ રચી શકું.

વળી હું કાંસાના અશ્વનું નિર્માણ કરી શકું, તે તમારા પિતાની ભવ્ય સ્મૃતિને શાશ્વત ઐશ્વર્યથી અને અમરત્વથી સમ્માનિત કરશે, ઉપરાંત તમારા કુટુંબકબીલાને પણ.

જો કોઈને પણ ઉપર કહેલી બાબતો અશક્ય કે અવ્યવહારુ લાગે તો હું આપના ઉદ્યાનમાં કે આપ નામદાર જ્યાં કહો ત્યાં આવીને એનું નિદર્શન કરી આપીશ. હું નમ્રતાપૂર્વક આપને આ નિવેદન કરું છું.

**- લિયોનાર્દો દ વિન્ચી**

'આ પત્રથી લિયોનાર્દોને નોકરી મળી અને ફ્રેન્ચોએ તેમના શહેર પર આક્રમણ કરીને રાજાને ગિરફ્તાર કર્યો ત્યાં સુધી તેમણે સોળ વર્ષ એ નોકરી કરી. ઈ. સ. ૧૫૧૯માં સડસઠ વરસની ઉંમરે આ કળાકારનું મૃત્યુ થયું. અનુગામી પેઢીઓએ

તેમને વિશ્વના પ્રતિભાશાળી કળાકાર તરીકે બિરદાવ્યા છતાં 'વિજ્ઞાનમાં મારી શોધ પૂરેપૂરી અમલમાં આવી ન શકી' અને 'કળામાં પૂર્ણતાની મારી શોધ અધૂરી રહી' એવી લાગણી પણ તેમણે વ્યક્ત કરી.

૨

ફ્લોરેન્સ, ૨-૫-૧૫૦૬

પોપના સ્થપતિ મેસ્ટ્રો Giuliano,

તમારા પત્રથી મને જાણવા મળ્યું કે મારા જતા રહેવાથી પોપ બહુ નારાજ થયા હતા, તેઓ મારા માટે નાણાંની વ્યવસ્થા કરવા તૈયાર હતા અને અમારી વચ્ચે થયેલી વાતચીત પ્રમાણે કોઈ પણ ભય રાખ્યા વિના મારે આવતા રહેવાનું પણ તેમણે કહેવડાવ્યું હતું.

મારા જતા રહેવા પાછળની સાચી વાત કહું તો પવિત્ર શનિવારે મારા કાને વાત આવી કે કોઈ ઝવેરી અને બીજી પ્રખ્યાત વ્યક્તિ સાથે વાતો કરતાં કરતાં પોપે કહ્યું - હવે હું એક પણ પૈસો નાના-મોટા પથ્થર પાછળ ખર્ચવાનો નથી, મને આ જાણીને બહુ નવાઈ લાગી. આમ છતાં જતાં પહેલાં મેં એમની પાસે મારું કામ ચાલુ રાખવા થોડાં નાણાં માગ્યાં. નામદાર પોપે મને સોમવારે આવવા કહ્યું, હું સોમવારે ગયો, પછી તેમના કહ્યા પ્રમાણે મંગળવારે, બુધવારે, ગુરુવારે ગયો. છેવટે મને શુક્રવારે કાઢી મૂક્યો એટલે કે ધક્કા મારીને તગેડ્યો. અને જેણે મને બહાર ધકેલ્યો તેણે મને કહ્યું - હું તમને સારી રીતે જાણું છું - પણ મને આવો હુકમ કરવામાં આવ્યો છે. શનિવારે મેં આ સાંભળ્યું, એમના હુકમોનું પાલન થતું જોઈને, હું સાવ નિરાશ થઈ ગયો, પણ મારા જવા પાછળ આ જ એક કારણ ન હતું. મારે એના વિશે ઝાઝું લખવું નથી. પણ મેં માની લીધું કે જો હું રોમમાં રહીશ તો પોપની કબર તો થતાં થશે પણ એ પહેલાં મારી કબર થશે. મારા એકાએક ચાલ્યા જવાનું સાચું કારણ આ.

હવે તમે નામદાર પોપ વતી મને પત્ર લખો છો, એવી જ રીતે તમે મારો આ પત્ર પણ પોપને વાંચી સંભળાવજો. અને જો તેઓ ખરેખર આ કબર (સ્થાપત્ય) ઊભું કરવા માગતા હોય તો મારે આ ક્યાં કરવું તેની ફરજ ન પાડવી. સેંટ પીટરમાં પાંચ વર્ષની અંદર તેમની પસંદગીની જગ્યાએ આ સ્થાપત્ય ઊભું થઈ શકશે - મેં વચન આપ્યું છે તે પ્રમાણે તે અદ્ભુત સુંદર હશે - મને ખાતરી છે કે તે જો પાર પડશે તો દુનિયામાં અજોડ એવું સ્થાપત્ય થશે.

જો નામદાર પોપ આ કામ કરાવવા માગતા હોય તો હું જે વ્યક્તિનું નામ આપું તેમને ત્યાં વાત થયા પ્રમાણે નાણાં પહોંચાડે, હું તેમનું નામ, સરનામું તમને જણાવીશ. આ નાણાં અને કામગીરીના સંદર્ભે નામદાર કહેશે તે પ્રમાણે હું બંધાઈશ, તેમને

ફ્લોરેન્સમાં જેમની જામીન જોઈતાં હશે તે હું પૂરા પાડીશ. હું તેમને પૂરી બાંયધરી આપીશ, પછી આખા ફ્લોરેન્સની કેમ ન હોય! આ ઉપરાંત મારે એક બીજી વાત કહેવાની છે. રોમમાં આર્થિક રીતે આ કામગીરી નહીં થઈ શકે, પણ અહીં ઘણી સગવડો હોવાને કારણે એ કામ થઈ શકશે. રોમમાં એવી સગવડો નથી. મને આ પત્રનો ઉત્તર આપવાની મહેરબાની કરશો. આથી વિશેષ મારે કંઈ કહેવાનું નથી.

**- માઈકેલ એન્જેલો**

(માઈકેલ એન્જેલોએ (૧૪૭૫) એકવીસ વરસની વયે ચિત્રકળા અને શિલ્પકળામાં બેનમૂન સિદ્ધિ મેળવી હતી. રાજકીય મહત્ત્વાકાંક્ષા અને ક્રૂરતા ધરાવતા અને કળા વિશે બહુ ઓછું જાણતા પોપ જુલિયસ બીજાએ આ કળાકારને રોમમાં બોલાવ્યા. પોતાને શું જોઈએ છે એની પૂરી જાણ તેમને હતી. પોતાના ઊંચા દરજ્જાને શોભે એવી એક પોતાની કબર ઊભી કરાવવા માગતા હતા. માઈકેલ એન્જેલોએ જે આયોજન ધર્યું તે તો વિશાળ પરિમાણોવાળું હતું - મુખ્ય માળખું ત્રણ માળનું અને કાંસાની-આરસની ચાળીસ અર્ધમૂર્ત શિલ્પાકૃતિઓ હતી.

આ ભવ્ય ઇમારત ઊભી કરવા માટે નામદાર પોપે સેંટ પીટરની બસેલિકને જમીનદોસ્ત કરાવી હતી એવું કહેવાય છે, પણ વાત સીધેસીધી રીતે આગળ વધી નહીં. પોપના મુખ્ય સ્થપતિ રાફેલે પોતાના યુવાન ભત્રીજાને માઈકેલ એન્જેલોના સ્થાને મૂકવા માટે પોપના મનમાં ભારે ઝેર રેડ્યું. છેવટે પોપ જેટલા જ ગર્વીલા, સ્વાભિમાની માઈકેલ એન્જેલો ફ્લોરેન્સ ભાગી ગયા. માઈકેલ એન્જેલોને રોમમાં પાછા આણવા માટે ફ્લોરેન્સના પ્રજાસત્તાકને યુદ્ધની ધમકી આપી. એક વાર ત્યાં જઈ પહોંચ્યા પછી પણ તેમને કામ શરૂ કરવા ન દીધું. થોડાં નાનાં મોટાં કામ સોંપ્યાં પછી સિસ્ટીન ચેપલની દીવાલો સુશોભિત કરવાનું તેમને કહેવામાં આવ્યું. ચાર વર્ષ સુધી, આમ જોઈએ તો છદ્મવેશી કારાગારમાં રહીને આ વિરાટ કામ તેમણે આદર્યું - ઊંચા પાલખ પર પીઠ પર સૂતાં સૂતાં માનવીનું સર્જન અને તેના પતનની કથા આલેખી.

વરસ પછી પોપ જુલિયસનું મૃત્યુ થયું. દૂધમાંથી પોરા કાઢનારા તેમના વંશવારસો અને કેટલાક અનુગામી પોપને કારણે માઈકેલ એન્જેલોને પાંચ વખત આયોજન બદલવાની ફરજ પાડી...

છેવટે પોપ પોલ ત્રીજાએ કરાર રદબાતલ કર્યો અને તેમની આજ્ઞા પ્રમાણે સિસ્ટીન ચેપલની ભીંત પર 'ધ લાસ્ટ જજમેન્ટ' ચિત્ર માઈકેલ એન્જેલોએ આલેખ્યું. ઘણા કળાવિવેચકોની દૃષ્ટિએ એકલે હાથે કરેલું આ ચિત્રાંકન સર્વોત્તમ કળાકૃતિ છે.

**(સંદર્ભ : આ ટ્રેઝરી ઓવ્ ધ વર્લ્ડ ગ્રેટ લેટર્સ. સંપાદન એમ. લિંકન શુસ્ટર (schuster)**

**(1940, પ્રકાશન. Simon and schuster, Rock felter centre, 1230, 6th Avenue, New York city, N.Y.)**



# બીજું કંઈ?

☐ ધીરેન્દ્ર મહેતા

**આ** વિસ્તારમાંથી ધીમે ધીમે વસતી ઓછી થવા લાગી હતી. દેખતાં જ એનો ખયાલ આવતો હતો. આજુબાજુનાં બેત્રણ મકાન ખાલી પડ્યાં હતાં. બંધાયાં હતાં એટલી ઝડપે કે એમ લાગતું હતું કે પૂરેપૂરાં તૈયાર થઈ જશે એ પહેલાં તો રહેનારાં રહેવા આવી જશે, ફર્નિચર જેવું કામ તો પછી ચાલ્યા કરે. બધે એવું જ થતું હોય છે. પણ પછી કોઈ આવ્યું જ નહીં. અરે, આ વિસ્તારને છેડે જે આયોજનો થયાં હતાં તે પણ અધ્ધર રહી ગયાં હતાં. એમાં દુકાનો, શોપિંગ મોલ્સ કે હોલ પણ ખરાં. આનું કારણ આમ તો સમજાતું નહોતું. કહેવાતું હતું કે લોકો અમુક ખયાલ સાથે અમુક વિસ્તાર તરફ વળે છે, પછી આખું ચિત્ર પલટાઈ જાય છે. ક્યાંક રસ્તો, ફ્લાયઓવર, પૂલ બનવાના હોય, કયાંકથી ટ્રેન નીકળવાની હોય કે બસસ્ટોપ થવાનું હોય. બધું નક્કી હોય ને પછી એકાએક અટકી પડે. નવાઈ લાગે, સમજાય નહીં

એવાં રાજકીય કે આર્થિક કારણો પણ એની પાછળ હોય. લોન ચૂકવાય નહીં કે નાણાં છૂટાં થાય નહીં. ખુલ્લા પ્લોટ પણ એમને એમ પડી રહ્યા હતા.

પરિમલને આની સાથે કંઈ સીધો સંબંધ તો હતો નહીં, છતાં કોણ જાણે એવું લાગતું હતું, જે એની નજીક આવવાનું હતું એજ દૂર થતું ગયું છે. આવી લાગણી એના મનમાં એવો પ્રશ્ન પણ ઊભો કરતી હતી કે એ પરિસ્થિતિની વચ્ચે એ ક્યાંક છે. વાત અહીંયાં પૂરી થતી નહોતી, કેમ કે એ શોધી શકાયું નહોતું કે ક્યાંક એટલે ક્યાં?

બહુ વિચારી જોતાં એમ થતું હતું જે બહાર છે એથી જુદું કંઈ અંદર નથી. એને એવો વહેમ પડ્યો, એ બહાર બાલ્કનીમાં ઊભો રહે છે ત્યારે જાણે બહારની અને અંદર જાય છે ત્યારે અંદરની દુનિયામાં મુકાય છે. એ અંદર તરફ વળ્યો. કોઈ ઇલાકો જોવા નીકળ્યો હોય એમ બધે ફરી વળ્યો. જે રૂમમાં ગયો ત્યાં પૂરેપૂરું રાચરચીલું ગોઠવેલું હતું, છતાં એવું કેમ લાગતું હતું કે જે છે તે અરધુંપરધું છે! એ જે રૂમમાં ગયો તે રૂમમાં ઊભા રહીને એણે આનો વિચાર કરી જોયો. લિવિંગ રૂમમાં ઊભા રહીને એણે આનો વિચાર કરી જોયો. લિવિંગ રૂમમાં એને સોફાની વચ્ચેની જગા વધારે લાગી, બેડરૂમમાં જોડાજોડ ગોઠવાયેલા બે પલંગમાંથી એક તો એણે પાછળની બાલ્કનીમાં ખસેડાવી નાખ્યો હતો, દીકરી આવી હતી ત્યારે, એની સગવડ માટે. દીકરી બેડરૂમમાં સૂતી હતી અને એ બહાર બાલ્કનીમાં. દીકરીએ તો કહ્યું હતું, પોતે બાલ્કનીમાં સૂઈ રહેશે પરંતુ એણે ના પાડી હતી. પછી કંઈક વિચારીને દીકરીએ આગ્રહ નહોતો કર્યો. ઘરમાં બાકી જે કંઈ હતું તે જેમનું તેમ હતું- ખાલી ખાલી ડાઈનિંગ ટેબલની ખુરશીઓ આડીઅવળી થઈ ગઈ હતી, જાણે હવે પાછી ગોઠવાવાની ન હોય એ રીતે પાછો વળ્યો. ફર્શ પર છવાયેલી રજમાં છપાતાં પોતાનાં પગલાંને જોતોજોતો. ક્યારેક એમ લાગતું કે એ પગલાંને એવી રીતે જુએ છે, જાણે એને તપાસી રહ્યો છે કે એમાં કશુંક શોધી રહ્યો છે. એને પોતાને થતું, એમ પણ હોઈ શકે.

દીકરી વરસોથી મુંબઈ રહેતી હતીઃ પહેલાં ભણવા સારુ, પછી નોકરી અર્થે, પછી ત્યાં જ પરણી. બધું એવા સહજ ક્રમાનુસાર બનતું રહ્યું કે એમ લાગે જાણે બધું પૂર્વયોજિત ન હોય! આ ઘટનાઓને એ પણ એ રીતે જ જોતો રહ્યો. ભાવિજમાઈને મળવા, બલકે જોવા માટે મુંબઈ જવાનું હતું. એ નહોતો જઈ શક્યો, એ માટે એણે શું કારણ આપ્યું હતું તે અત્યારે યાદ આવતું નહોતું, માત્ર એટલું યાદ આવતું હતું કે એને એ જરૂરી લાગ્યું ન હતું કેમ કે એથી કશો ફરક પડવાનો ન

હતો એટલે એનો કશો અર્થ ન હતો.

દામિની મુંબઈ ગઈ હતી. આવીને એણે એને કહ્યું હતું, છોકરો સારો છે. અને પછી કંઈક વિચારીને બોલી હતી, લાઈફમાં સારી પેઠે સેટલ થયેલો છે, અર્ચનાને પસંદ છે. પછી બીજું શું જોઈએ. પછી સ્વગત જેવું ગણગણી હતી, બંને જણ ભણવામાં સાથે હતાં કે પછી નોકરીમાં, ખબર નહીં. અર્ચનાએ કંઈક કહ્યું ખરું પરંતુ હું સરખું સમજી નહીં. અર્ચનાને પસંદ છે, બીજું શું જોઈએ?

હમ્મ! એણે એટલું જ ઉચ્ચાર્યું હતું, અને એ પણ જાત પ્રતિ. જોકે, એ વખતે એ મનમાં એમ પણ બોલ્યો હતો, બીજું શું જોઈએ? દામિનીએ વધુ કંઈ કહ્યું નહોતું, એને એણે પૂછ્યું નહોતું. પછીના દિવસોમાં એવો વિચાર આવ્યો હતો ખરો કે એક વાર એની સાથે ફોન પર વાત કરે. વિડિયોકોલ કરે તો એને જોઈ પણ શકે. પણ પાછું એમ થતું હતું કે એનો શો અર્થ છે? અને - અને બીજું એ કે એની પાસે એનો નંબર ક્યાં છે?... એની ઇચ્છાવિરુદ્ધ એવો વિચાર આવ્યા કર્યો હતો કે દામિની પાસે હશે? હોય, ન પણ હોય. એ સાથે મનમાં ને મનમાં બીજા પણ કેટકેટલા પ્રશ્ન ઊભા થયા હતાઃ પહેલો પ્રશ્ન તો એ થયો કે કયા સમયે ફોન કરવો જોઈએ? પછી? સામેથી હલ્લો સંભળાશે ત્યારે એ શું કહેશે? કંઈક વાત તો કરવી પડશે, છેવટે ફોન કરવાનું કારણ, કે એવું કંઈક. એણે શી વાત કરવાની હતી? અને - અને એ વાત કરે કે ન કરે, એનાથી શો ફરક પડી જવાનો છે? અને વાત ત્યાં જ રહી ગઈ હતી - અર્ચનાના વિવાહ સુધી. વિવાહ વખતે એણે એને જોયો પરંતુ અનેક લોકોની વચ્ચે. એને એ ગમ્યો હતો, સ્માર્ટ દેખાતો હતોઃ અર્ચનાને- કોઈ પણ છોકરીને ગમી જાય એવો. એને એમ હતું કે લગ્ન પછી એ લોકો પોતાને ઘેર આવશે પરંતુ એ તરત હનીમૂન માટે ઊપડી ગયાં હતાં. સ્વાભાવિક છે. પાછાં આવ્યાં પછી સમય જ ન રહ્યો. સ્વાભાવિક છે.

...એ પણ દામિનીની ચપળતાથી જ આકર્ષાયો હતો, એને યાદ આવ્યું. એની સામે એણે મનમાં ને મનમાં દલીલ કરી, પણ એ આમ પૂરેપૂરી કારકિર્દી તરફ વળી જશે, એમ એણે ધાર્યું નહોતું. પછી પોતાનું જ સમર્થન કરતો હોય એમ એણે વિચાર્યું, કદાચ એણે પોતે પણ ધાર્યું નહીં હોય. દામિનીએ એમ.બી.એ. કર્યું હતું એટલે આમ તો એ સમજાય એવી વાત હતી. જાતને સમજાવતો હોય એ રીતે એણે વિચારવા માંડ્યું, એ પોતે જ એને આગ્રહ કરતો રહ્યો હતો, એને પોતાને જ કદાચ એ મંજૂર નહોતું કે એની પત્ની ફક્ત હાઉસવાઈફ હોય અથવા એ એક હાઉસવાઈફનો પતિ હોય. બરાબર એ જ અરસામાં

આ શહેરમાં એક કંપની ખૂલી. તેમાં દામિનીને નોકરી મળી. દામિની કરતાં એને એ વાતનો વધારે હરખ હોય એમ લાગતું હતું.

ઘરનું આખું વાતાવરણ ખબર ન પડે એમ બદલાવા લાગ્યું હતું, અને પછી નિત્યક્રમ પણ. એણે જાતે કેટલાંક કામ પસંદ કરી લીધાં હતાં અને કેટલાંક કામોએ એને પસંદ કરી લીધો હતો. સવારે ઊઠવાથી આની શરૂઆત થતી હતી...

દેખીતી વાત હતી કે જે કંઈ બદલાયું હતું તેના કેન્દ્રમાં દામિની હતી. એનો નિજી જીવનવ્યવહાર - એનું પોતાનું રોજિંદું કામકાજ, એ બધું તો જેમ હતું તેમનું તેમ હતું, છતાં આખો ક્રમ જાણે ઊલટો થઈ ગયો હતો... દામિનીને સવારે ઊઠવામાં મોડું થવા માંડ્યું હતું. આંખ ઊઘડતાંની સાથે એની નજર ઘડિયાળ તરફ જતી હતી અને એક પ્રકારનો ક્ષોભ એના ચહેરા પર ઊપસી આવતો, જે લગભગ રોજ એના મુખમાંથી નીકળતા એકના એક અસ્પષ્ટ બબડાટમાં વ્યક્ત થઈ જતો, 'મને જગાડી કેમ નહીં?' વસ્ત્રો પણ સરખાં કર્યાં વગર એ સીધી રસોડામાં ધસી જતી અને ગણતરીની પળોમાં જ ટ્રેને બદલે હાથમાં જ ચાનો કપ લઈને બહાર, બેને બદલે એક કપ લઈને, આમતેમ નજર ફેરવતી...

એ મોટે ભાગે બાલ્કનીમાં બેઠો હોય, હાથમાં છાપું પકડીને. બેસવાની રીત ઉપરથી જોનારને ખયાલ આવી જાય કે છાપું તો બહાનું છે, એમ સમજોને કે એક ટેકો. દામિની પાછી રસોડા ભણી દોડતી. એણે બ્રશ રસોડાની સિંકમાં જ કરવું પડતું, પોતાની ચા મૂકીને. દરમિયાન કૂકર તૈયાર થઈ જતું. અને એ બાથરૂમમાં પેસી જતી. પછી ઝટપટ પોતે તૈયાર થઈ કે બ્રેકફાસ્ટ - ડિશ, એવો વિચાર આવી શકે એટલો અવકાશ ક્યાં હતો? એ હજુ તૈયાર થયો ન હોય. એને માટે ડિશ, બાઉલ, સ્પૂન, આમાંનું કંઈ પણ મૂકવાનું ભુલાય નહીં એનો વિચાર એને અવશ્ય આવતો. 'ખાવાની વસ્તુ એકાદ ઓછી હોય તો ચાલે પરંતુ ટેબલ-સર્વિસ ડિસન્ટ જોઈએ, રુચિનો આધાર એના પર જ હોય છે.' - એ ઘણી વાર કહેતો, એને યાદ હતું.

ઘરમાંથી બહાર પડતી વખતે એણે જોયું, એ હજુ બાલ્કનીમાં એમને એમ બેઠો હતો, બહુ ઉતાવળે નીકળવું પડ્યું, કંઈ કેટલુંય કામ જે રીતે થવું જોઈએ એ રીતે થઈ શક્યું નહીં, એવા વસવસાને રોજની જેમ હડસેલતાં હડસેલતાં એણે ફરી એક વાર કાંડા ઘડિયાળમાં જોઈ લીધું, બસના સમય સુધીમાં તો સ્ટોપ પર પહોંચી જવાશે. એવી હૈયાધારણે એની ગતિને થોડી વધારી આપી. બસ અને એ, બન્ને સાથે જ સ્ટોપ પર પહોંચ્યાં. એકીશ્વાસે બસમાં ચઢતી

વખતે એણે ફરી એક વાર મનને ગાંઠ વાળી કે આજ રાતથી તો જરા વહેલું એલાર્મ મૂકીને જ સૂવા જશે.

એ જ વખતે સામે પડેલી ખાલી ખુરશી જોઈને એણે પોતાને ફરી એક વાર પૂછી જોયું કે કેટલાં કામ એણે હવે પોતાને હસ્તક લઈ લેવાં જોઈએ. એવાં કામ વિશે વિચારતાં જાણે સામેની ખાલી ખુરશી એ સુઝાડવાની હોય એમ એણે એની સામે ફરીથી જોયું. દરરોજ એની સાથે ચા પીવા માટે દામિની એ ખુરશીમાં એની પાસે બેસતી. છાપાએ આપેલા મુખ્ય સમાચારો અને તેના પરનાં ટીકા-ટિપ્પણોનો સ્વાદ ચામાં ઉમેરાતો. એ જ ક્ષણે એને થઈ ગયું કે કાલે સવારે ચા એ પોતે બનાવશે. આ સંકલ્પે ઊભો કર્યો હોય એમ ખુરશીમાંથી ઊભો થઈને એ બાથરૂમ બાજુ ગયો. સારું થયું કે એમ જતી વખતે એની નજર હોલમાં જ સોફા પર પડેલાં કપડાંના ઢગલા પર પડી. એમાંથી એણે પોતાનાં કપડાં શોધવા માંડ્યાં. એ વખતે એને થયું કે સુકાયેલાં કપડાં વળગણી પરથી લઈને ગડી કરી એની જગાએ મૂકવાનું કામ હવેથી એ કરશે. એ પરથી જ એને યાદ આવ્યું ને બાથરૂમ બંધ કરતાં પહેલાં પાઈપ પર ટુવાલ હોવાની ખાતરી એણે કરી લીધી. ધોવાનાં કપડાં બાથરૂમના બારણા પાસે જ પડ્યાં હતાં. એને પગથી હડસેલીને એનાં પર એણે પોતાનાં કપડાં નાખ્યાં પરંતુ એમ કરતી વખતે એવો વિચાર તો આવી ગયો કે આ બધાં એણે વોશિંગ મશીનમાં નાખવાં જોઈએ. એવી જ રીતે કૂકરમાંથી ખાવાનું લઈને ડિશમાં પીરસતી વખતે એને શાક-સલાડ સમારવાં વિશે થયું. ડિશ હાથમાં લઈને જ એણે જમવાનું પતાવ્યું. જોકે, એ કારણે, જમી લીધા પછી ડિશ, બાઉલ વગેરે રસોડામાં જઈને સિંકમાં મૂકી આવવાનું એને ફાવ્યું.

ઓફિસેથી વળતાં જાણે આખા ટ્રાફિકને લઈને એણે ઘેર આવવાનું હોય એમ એને લાગતું. એમાંય દામિની તો ઓફિસ-બસ પર નિર્ભર. ઢળતી સાંજ અને પડતી રાત વચ્ચેનો ભેદ ધ્યાનમાં આવતો નહીં. કોઈ વાર જાતે લોક ખોલીને તો કોઈ વાર ડોરબેલ મારીને ઊઘડેલા દરવાજામાંથી એ ઘરમાં દાખલ થતો. નજીકના સોફા પર બેસી ગયા પછી પણ પગમાંથી બૂટ કાઢવામાં અને ટાઈની ગાંઠ ઢીલી કરવામાં ઠીકઠીક વખત જતો. ઊઘડેલા બારણા વિશે એ દરમિયાન વિચારો આવ્યા કરતા, જોકે, એ વિચારો ટકતા નહીં. બેગના સાઈડ પોકેટમાંથી બોટલ કાઢીને પાણી પીધા પછી, બીજો કોઈ વિચાર આવે એ પહેલાં, એ ત્યાંથી ઊભો થઈ જતો. એણે કાઢેલાં બૂટ-મોજાં અને બેગ અગાઉથી ત્યાં હોય એમ પડી રહેતાં. એ કારણે પણ એમ લાગતું નહીં કે બીજું કોઈ ત્યાં આવી

ગયું છે. રાત્રે નવેક વાગતા સુધી એવું રહ્યા પછી એ હોલમાં આવતો અને એ જ જગાએ બેસી જતો ત્યાં સુધીમાં સવારે આવેલા વિચારો પૈકી કોઈ વિચાર એની નજીક આવતો નહીં. હોલમાં હાજર ટીવી પણ હમણાં જ ત્યાં આવ્યું હોય એમ સામેની ભીંતને અડોઅડ થઈને એને જોઈ રહેતું અને એ કોઈ સહવાસની શોધમાં નીકળ્યો હોય એમ એનો હાથ રિમોટને ફંફોસવાનું શરૂ કરતો. એ કોઈ ચોક્કસ ખ્યાલ વિના ચેનલો બદલવાનું શરૂ કરતો અને અનેક વ્યક્તિઓથી, જાતજાતનાં સ્થળોથી હોલ ભરાવા લાગતો. એમાં દામિની ક્યારે ત્યાં આવી અને ક્યારે એ બધાંની વચ્ચે બેસી ગઈ એ વાતની એને સરત રહેતી નહીં અને એ સરત પણ ન રહેતી કે એ બેઠી હતી ત્યાંથી ક્યારે ઊઠી ગઈ. એ ઝોકું આવી ગયેલી સ્થિતિમાં સોફા પર એક બાજુ ઢળી ગયો હોય એ વખતે હોલમાંની જુદાં જુદાં સ્થળની વ્યક્તિઓ જાણે એ પણ એમનામાં સામેલ હોય એવો વ્યવહાર કરતી હોય એવો અનુભવ એને થતો. ઘોંઘાટ વધી ગયો ત્યારે એણે રિમોટનું બટન સહસા દાબી દીધું અને ઊભો થઈ ગયો. બેડરૂમના અંધકારમાં થોડી વાર ઊભો રહ્યો ત્યારે એને ખયાલ આવ્યો કે એ પલંગની પાસે જ ઊભો રહ્યો છે. પલંગ ડબલ બેડથી પણ થોડો મોટો હતો. દામિની એની સામેની બાજુ પોતાની જગાએ પડખું વાળીને સૂતી હતી. એ પણ પોતાની જગાએ સૂઈ ગયો.

આમ તો બધું ચાલતું હતું એમ ચાલ્યા કરતું હતું અને એમાં કંઈ વાંધો આવે એવુંય લાગતું નહોતું પરંતુ એમાંના એક દિવસે દામિનીને ટ્રેનિંગમાં જવાનો ઓર્ડર આવ્યો. દામિનીએ એક વાર પોતાની રીતે વિચારી જોયું, પછી એને પૂછ્યું. દામિનીના કહેવા ઉપરથી એ કળી ન શક્યો કે એની ઇચ્છા શી છે પરંતુ એણે જાણ્યું કે નોકરીની કન્ફર્મેશનનો આધાર આ ટ્રેનિંગ ઉપર છે. એ પછી ઝાઝું વિચારવાનું રહ્યું નહીં. છતાં દામિનીને આ નિર્ણય અંગે અવઢવ હતી. એણે એને આશ્વાસન આપ્યે રાખ્યું હતું - ક્યાં લાંબા વખતની વાત છે, ત્રણ અઠવાડિયાનો તો સવાલ છે. લંચની સગવડ તો ઓફિસ-કેન્ટિનમાં થઈ રહેશે અને ડિનર તો પાછા વળતાં મોડું થશે તો બહાર પતાવી લેવાશે, એના કેટલાક કલિગ્ઝ એ પ્રમાણે કરતા જ હોય છે, નહીં તો ખીચડી કે સેન્ડવીચ કે એવું કંઈ પણ કરી લેતાં કેટલી વાર? સવારની ચા તો આમેય કોઈ કોઈ વાર એ નથી બનાવતો? અને બીજાં કામ માટે તો સાધનસગવડ છે જ ને? વચ્ચેવચ્ચે મૂડ આવશે ત્યારે એ ઝાપટઝૂપટ પણ કરી લેશે... આમ આ કંઈ ન ઊકલે એનો કોયડો ન હતો.

પણ દામિની પાછી આવી ત્યાં સુધીમાં આમાંનું ભાગ્યે જ કશું થઈ શક્યું હતું. નવાઈની વાત એ હતી કે દામિનીએ આ બાબત કશી પૂછપરછ પણ કરી નહીં. એણે ધાર્યું હતું એ કરતાં આ જુદો જ અનુભવ હતો. એવું લાગતું હતું, જાણે હજુ એ પાછી આવી જ નથી. એમની વચ્ચે ટુકડેટુકડે જે કંઈ વાત થઈ એમાં પણ રહી રહીને ટ્રેનિંગ દરમિયાનના પ્રસંગો જ જગા કરી લેતા હતા. કેટલાક દિવસ તો એનો નિત્યક્રમ પણ એ મુજબનો જ રહ્યો - સવારે ઊઠતી વેળા એનામાં પહેલાં જેવી વિહ્વળતા જોવા મળતી નહીં, ન પછીનાં કામ આટોપવામાં. એમાં ક્યારેક કોઈ કામ ચૂકી જવાતું તોય કશો રઘવાટ એની ચાલચલગતમાં દેખાતો નહીં.

વીતી રહેલા સમયમાં વળી પાછી એક ઘટના બની. મુંબઈમાં ઊઘડી રહેલી એની કંપનીની બ્રાન્ચમાં દામિનીને મેનેજર તરીકે મૂકવામાં આવી. આ ઘટનાએ એની હલચલ મચાવી દીધી. પ્રમાણમાં ટૂંકા ગાળામાં આવી કદર! વિરલ કહેવાય એવી આ ઘટના હતી, એના બોસ પણ હવેથી પ્રભાવિત થયા. એનો યશ એમણે ટ્રેનિંગ દરમિયાન એના પર્ફોર્મન્સને આપ્યો. ટ્રેનિંગ માટે જતી વખતે અનુભવી હતી એવી વિમાસણ એણે આ વખતે અનુભવી નહીં, બલકે પતિ સાથે એણે આ બાબત ચર્ચા કરી એમાં એક પ્રકારની સ્પષ્ટતા દેખાઈ આવતી હતી. એણે કહ્યું હતું, આવો ચાન્સ ફરીફરીને ન મળે... આ તો શું છે, નવેસરનું કામ, એમાં જાતજાતની ગૂંચવણો હોય એટલે એવી જવાબદારી લેવા કોઈ ઝટ તૈયાર થાય નહીં. ગૃહસ્થજીવનની પણ કેટલીય વિટંબણાઓ હોય. બધી સંજોગોની વાત છે. સૌથી મોટી વાત તો એક જગાએ રોપાઈ ગયા પછી ત્યાંથી ઊખડવાની. એવી કોઈ બાબત રોકી લે એવું પણ નથી, એમ કહીને દામિનીએ એની સામે જોયું હતું. એ જોઈને એણે કહ્યું હતું, હા, અર્ચના તો વરસોથી બહાર છે અને હવે તો એની સાથે રહેવાનું ક્યાંથી બને? પછી કંઈક વિચારીને એણે આગળ કહ્યું, અને એક પ્લસ પોઈન્ટ એ પણ છે કે અમારી કંપનીની પણ એક બ્રાન્ચ મુંબઈમાં છે, ત્યાં મારી બદલી માટે પણ પ્રયત્ન કરી શકાય... અને તારે પણ અહીંથી ત્યાં જવાનું થયું તેમ જરૂર પડ્યે ત્યાંથી અહીં પણ આવી શકાયને? દામિનીએ ફેરવેલ પાર્ટીમાં આભાર માનતી વખતે સૌને કહ્યું, મૂળ વાત તો એ છે કે મને મારા હસબંડનો કેટલો મોટો સપોર્ટ છે! અને એ ઊપડી.

દામિનીના ગયા પછી એને પહેલીવાર પડી હતી એટલી અગવડ પડી નહીં પણ અર્ચના ઊંચીનીચી થઈ. એને એવો અંદેશો નહોતો કે આ બધું આટલું

જલદી પતી જશે. અઠવાડિયામાં એક કે બે વાર ફોન કરતી દીકરી હવે ડેડી સાથે સતત સંપર્કમાં રહેવા લાગી. અને એક દિવસ ઓચિંતી આવી પણ ચઢી. એણે પરિસ્થિતિનો તાગ મેળવી લીધો. ડેડી સાથે કશી વાત કર્યા વિના જ એને સમજાઈ ગયું કે એમની મદદમાં કોઈ જોઈએ. અને એણે એ માટેની તજવીજ શરૂ કરી દીધી. દામિની આવી શોધમાં સફળ થઈ નહોતી, એ વાત એ જાણતો હતો પરંતુ દીકરીએ કોઈ અજાણ્યા અને અલગ જ જોમથી આ કામ ઉપાડ્યું હોય એમ એને લાગ્યું અને એ પાર પણ પાડ્યું.

અર્ચનાએ પાછા જવાનું હતું બરોબર એ જ દિવસે એને મળવા એક સ્ત્રી આવી. એ બાલ્કનીમાં બેઠો હતો અને અર્ચના લિવિંગ રૂમમાં. એની પાસે રોકાયા વિના કે એને કશું પૂછ્યા વિના એ એની બાજુમાં થઈને સીધી અર્ચના પાસે ગઈ. એને જોઈને અર્ચના ઊભી થઈ અને એને ઘરની અંદર દોરી ગઈ. એને ખયાલ આવી ગયો પરંતુ ઊઠીને એની પાછળપાછળ જવાને બદલે ત્યાં ને ત્યાં બેસી રહ્યો અને છાપાનાં પાનાં ઉથલાવવા લાગ્યો. થોડી વારમાં એ પાછી વળીને ત્યાંથી જ બહાર ગઈ એ પછી એ ઊભો થયો અને ઓફિસ જવાની તૈયારીમાં પડ્યો.

એ ઓફિસ જવા નીકળ્યો ત્યારે અર્ચનાએ એને કહ્યું કે એણે સાંજની ટ્રેન પકડવાની છે એટલે એ ઓફિસેથી આવશે એ પહેલાં એણે ઘેરથી નીકળી જવું પડશે. એ વખતે એને વિચાર આવ્યો કે ઓફિસેથી વહેલા નીકળાય તો એ અર્ચનાને મૂકવા જઈ શકે. કામના આ દિવસોમાં એ બની શકે એમ નહોતું એની ખબર હોવા છતાં એ વિશે એ વિચારવા લાગ્યો. ત્યાં ઓચિંતું એને ભાન થયું કે અર્ચના કશુંક કહી રહી છે. અધવચ્ચેથી એને જે સંભળાયું એ પરથી સમજાયું કે પેલી સ્ત્રી આવતી કાલ સવારથી કામ પર આવી જશે અને કામને લગતી બધી બાબત એને સમજાવી દીધી છે. પછી ઉમેર્યું, પગાર કે બીજી કોઈ બાબતમાં એની સાથે રકઝક ન કરશો. જુઓ, કેવું ફાવે છે. જરૂર પડ્યે હું એની સાથે ફોન પર વાત કરી લઈશ. એ બીજે ક્યાંય કામ કરતી નથી. મારા એક ઓળખીતાની ભાણેજ છે. હમણાં જ એને ઘેર આવી છે... એટલામાં કંઈક યાદ આવ્યું હોય એમ એ ઝડપથી રસોડામાં ગઈ અને એ ઓફિસ જવા નીકળી ગયો.

બીજે દિવસે સવારે એણે બારણું ઉઘાડ્યું ત્યારે એ સ્ત્રી બહાર ઊભી હતી. એને આમ બંધ બારણા આગળ રાહ જોતી ઊભેલી જોઈને એને ક્ષોભ થયો, પરંતુ સ્ત્રી સાવ સહજ રીતે અંદર પ્રવેશી અને એ સીધો વોશરૂમમાં ગયો. પછી નેપ્કિનથી મોઢું લૂછતોલૂછતો

એ પાછો બાલ્કનીમાં આવ્યો ત્યારે એણે જોયું તો ખુરશી આગળની ટિપાઈ ઉપર ચાનો કપ પડ્યો હતો અને એની બાજુમાં છાપું. ચાનો કપ મોઢે માંડતાંમાંડતાં એણે છાપું પણ ઉથલાવવા માંડ્યું. ત્યાં રસોડામાંથી વાસણોનો આછો ખખડાટ સંભળાવા લાગ્યો અને પછી થોડીવારમાં કૂકરની સીટી સંભળાઈ. એ સાંભળીને એ ઊભો થયો. આગળ જતાં વચ્ચે એને એ સ્ત્રી મળી. એના હાથમાં વળગણી પરથી લીધેલાં કપડાં હતાં. કશીક મૂંઝવણમાં મુકાયો હોય એમ એ જરા ખમચાયો. પછી બેડરૂમમાં જઈને વૉર્ડરોબની સામે ઊભો રહ્યો. થોડી વારે એણે જોયું તો સ્ત્રી એ જગાએ ન હતી. બાથરૂમની અલમારીમાં મુકાયેલાં એનાં ગડી કરેલાં કપડાં પર એની નજર પડી અને એ નહાવા માટે અંદર પ્રવેશ્યો. પછી તૈયાર થઈને જ બેડરૂમની બહાર આવ્યો ત્યારે એણે જોયું તો એની થાળી પિરસાયેલી હતીઃ રોટલી, ભાત, શાક, સલાડ અને સૂપ. એને માફક આવે એવું જ બધું હતું. ખુરશી પર બેસીને એણે જમવા માંડ્યું. જમી લીધા પછી થાળી, વાડકી, ગ્લાસ, બધું ટેબલ પર જ રહેવા દઈને એ ઊઠી ગયો.

થોડી વાર પછી બાલ્કનીમાં બેસીને એ બૂટ પહેરી રહ્યો હતો ત્યારે સ્ત્રીએ આવીને પૂછ્યું,

'સાહેબ, હજી કેટલુંક કામ બાકી છે, તમે કેટલા વાગ્યે આવશો?'

એની ભાષામાં બીજી ભાષાની છાંટ હતી, છતાં એ સાંભળવી ગમે એવી હતી. એણે ડોક ઊંચી કરીને એની સામે જોયું. એનો બાંધો સુગઠિત હતો. આંખો મોટી હતી પરંતુ એમાં આ પ્રશ્ન સિવાય બીજો કશો ભાવ ન હતો. લંબગોળ ચહેરા પર આછી ઝાંય પથરાયેલી હોય એવો આભાસ રચાયેલો હતો પરંતુ એની નીચે શું છે તે વંચાતું ન હતું. એના આમ જોઈ રહેવાથી એ નીચું જોઈ ગઈ એટલે એ પણ સચેત થઈ ગયો. સ્ત્રીએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે એણે કહ્યુંઃ

'બેડરૂમમાં દરવાજાની પાછળ કી-સ્ટેન્ડમાં ડુપ્લિકેટ ચાવી લટકાવેલી છે એ તમારી પાસે રાખજો.'

આટલું સંભાળીને એ ઘરમાં જતી રહી અને એ પણ ઓફિસ જવા નીકળી ગયો.

સાંજે ઓફિસનો સમય પૂરો થવામાં હતો એ વખતે બોસે એને બોલાવ્યો. બીજા બેત્રણ જણ પણ હતા. મીટિંગ કંઈક લાંબો વખત ચાલી એટલે ચા-નાસ્તાની વ્યવસ્થા પણ થઈ. ઘેર પહોંચ્યો ત્યારે ઠીકઠીક મોડું થઈ ગયું હતું. પોતાની પાસેની ચાવીથી એણે દરવાજો ખોલ્યો અને બત્તી કરી. એ સાથે જ ઝગમગી ઊઠેલી ફર્શ પર એકદમ એનું ધ્યાન ખેંચાયું. ત્યાં પગલાંને બદલે પોતાનાં પ્રતિબિંબો એને જડ્યાં. એ સીધો બેડરૂમમાં ગયો. નહાવાની ઇચ્છા થઈ. સવારે નાહી લીધા પછી પલંગ પર

નાખ્યો હતો એ ભીનો ટુવાલ અત્યારે ત્યાં નહોતો. એણે બાથરૂમમાં નજર કરી. ટુવાલ સુકાવા મૂક્યો હોય એ રીતે પાઈપ પર લટકતો હતો. નાહી લીધા પછી પણ ગરમી ઓછી થઈ હોય એમ લાગ્યું નહીં. પંખો ચાલુ કરીને એની નીચે થોડી વાર એમને એમ ઊભો રહ્યો. સામે બન્ને બેડ પર ખેંચીને એક પણ કરચલી વિનાની ધોયેલી બાસ્તા જેવી ધોળી ચાદર પાથરેલી હતી. એની ઉપર મેચ થતાં ગલેફ ચઢાવેલાં ઓશીકાં મૂકેલાં હતાં અને પાંગતે ઓઢવાની ચાદર. એને સીધા એના પર જઈને સૂવાની ઇચ્છા થઈ આવી, છતાં કંઈક વિચાર આવતાં એ રસોડા તરફ ગયો. ડાઈનિંગ ટેબલ પર ઢાંકેલી થાળી પડી હતી. બાજુમાં નેપ્કિન, પાણીનો જગ અને ગ્લાસ. થાળી ઉઘાડીને એણે જોયું તો જમવાનું હજુ છેક ઠંડું પડી ગયું નહોતું. વિચાર આવ્યો, સ્ત્રી મોડે સુધી રોકાયેલી હોવી જોઈએ. ખાસ ઇચ્છા નહોતી તો પણ એણે ત્યાં બેસીને ખાવા માંડ્યું. ખાઈ લીધા પછી બેડરૂમમાં જઈને પલંગ પર લંબાવ્યું. ત્યાં એને સંભળાયું,

'બીજું કંઈ જોઈએ છે?'

કોણ બોલ્યું, એને થયું. અને એનો ઉત્તર આપવા માટે એણે પોતાને એ જ પ્રશ્ન કર્યો,

'બીજું કંઈ જોઈએ છે?'

❑❑❑

---

સ્વામીજી, મારા જીવનને ઘેરી એક અજબ વસ્તુ કામ કરી રહી છે. તે કોને જઈને કહ્યું ? 'ગૂઢારથજી બોલિયું' સંત વડો મેકરણ કહે છે તેની ગઠડી ખોલવાનું કોઈ ઠેકાણું નથી ને હું ભીતર બચકી બાંધીને બેઠો છું. જાણે હૃદયમાં કોઈએ અમૃતનો કુંભ છલોછલ ભરી રાખ્યો છે. કોઈ આવે તો પ્રેમથી પાઉં એમ થયા કરે છે. પણ કબીરજીની વાત મન ભૂલતું નથી:

પાની પિલાવત ક્યોં ફિરો,
ઘર ઘર સાયર વારિ
તૃષાવંત જો હોયગા,
પીવેગા જખ મારી.

અને જગદંબાની ઇચ્છાને આધીન બની કવિ જીવડો થઈ ફરું છું. નકર મારે ને કવિતાને લાગે કે વળગે. આયાં તો -

જેને છિ અંતરે સાર
આમિ મા'ર મા આમાર.

**- મકરન્દ દવે, 'સ્વામી અને સાંઈ' સં. હિમાશી શેલત**

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૨૩. ઇતિહાસ અને દંતકથાઓ

**જિલ્લાનું** વડું મથક, એક સમયની રાજધાની, છતાં ભાવનગરનો સ્વભાવ ગામડાનો હતોઃ અમુક ચોક્કસ કિલોમીટરના વિસ્તારમાં આડેધડ ભેગાં થયેલાં, એકબીજાથી અજાણ્યાં, પોતપોતાના શૂન્યને ઓઢીને ભટકતાં ભૂતોનું ટોળું (ભૂતાવળ) નહીં, પરંતુ એક સુગ્રથિત, સુસંવાદિત સમાજ.

શહેરને પોતાની આગવી ઓળખ હતી અને સામાન્ય નાગરિકમાં પણ તે વિશે સાત્ત્વિક ગર્વ હતો. ભાવનગર રાજ્ય તથા શહેરના ઇતિહાસનાં મહત્ત્વનાં પ્રકરણો સૌને મોઢે હતાં.

ઇતિહાસની આજુબાજુ દંતકથાઓના ગુચ્છ રચાયા હતા.

દંતકથાને પાષાણ કે ધાતુની મૂર્તિ જેવો સ્થિર, અપરિવર્તનશીલ દેહ હોતો નથી. કથા એના કહેનારાથી અવિભાજ્ય છે. એક મુખેથી બીજા મુખે જાય તેમ એમાં અનિવાર્યપણે ફેરફાર થયા કરે. ઉમેરા થાય, શણગાર અને સજાવટ થાય.

ભાવનગરવાસીઓનું એક સામાન્ય લક્ષણ તે વાચાળતા, આ વિધાનને સાફ કરી, 'વાચાળતા' શબ્દના અશુદ્ધ જણાતા અંશો દૂર કરીને કહીએ કે ભાવનગરવાસીઓ વાતડાહ્યા. કોઈપણ નાનોમોટો પ્રસંગ એમને માંડીને કહેતાં આવડે. વાતચીતની કળા (the art of conversation) ત્યારે લુપ્ત થઈ નહોતી. નાનુઅમથું નિમિત્ત મળતાં, નિમિત્ત હાથવગું ન હોય તો ઊભું કરીને, ઘટના કે પાત્રની થોડી રેખાઓ દાખલ કરી દેવામાં આવે.

મારી સાથેની પ્રથમ મુલાકાત વખતે

ધનુભાઈ ભટ્ટે કવિ કાન્તની ખુરશીનો ઉલ્લેખ કર્યો હતો તે પદ્ધતિએ.

એમનો ઉપકાર ભૂલી શકું નહીં.

આ સ્મરણો લખવાનો વિચાર આવ્યો, ચિત્તમાં એનું કંઈક આવું સ્વરૂપ ઘડાયું અને લખવાનો પ્રારંભ કર્યો ત્યાં સુધી નામાભિધાન બાબતે સ્પષ્ટતા નહોતી. 'ભાવનગરનાં મારાં સંસ્મરણો' એવું મથાળું બાંધીને શરૂ કર્યું, ('ઘડાતો અમલદાર' એવું વૈકલ્પિક નામ વિચાર્યું હતું) પણ એનાથી સંતોષ નહોતો. એ માત્ર લેબલ હતું, ઓળખવા માટે, નામ તો સમગ્ર ગ્રંથને ઊંચકી લે તેવું હોવું જોઈએ. દસ-બાર પ્રકરણ લખાયાં (જેમાં ધનુભાઈ ભટ્ટવાળા પ્રસંગનો પણ સમાવેશ થતો હતો) તે પછી એક દિવસ અચાનક ઝબકારો થયો.

ગ્રંથે મને કહ્યું, ફાંફાં શું મારે છે! સાવ તારી સામે છે, ઝગારા મારતું, તે તને દેખાતું નથી?

કવિ કાન્તની ખુરશી!

કથાઓમાં ચૈતન્ય હોય છે તેનો આ પુરાવો. પાઘડી, ચશ્માં અને ખભે ખેસ- મારા બે વર્ષના વહીવટ દરમિયાન આ ભવ્ય મૂર્તિની સૂક્ષ્મ હાજરી રહી હતી.

મને બોલકા માણસો સામે સહેજ પણ વાંધો નથી. જેની પાસે અનુભવ છે, જીવનની સમજ છે, ડહાપણ છે, તેવા માણસના હોઠ ઊઘડે ત્યારે મોં ધોવા જવાય નહીં.

બકવાસ, વાણીવિલાસ, દીર્ઘસૂત્રીપણું- એ જુદા વર્ગમાં આવે.

વહીવટમાં, ચાલુ ઓફિસે પણ, આ રીતે આખ્યાનો, ઉપાખ્યાનો, કહેવતો, ઉખાણાં-?

હૌ.

અપ્રસ્તુત ન ગણાય?

સહેજ પણ નહીં.

બધી ટ્રેનો લોખંડના પાટાની શિસ્તને સ્વીકારતી નથી. અને, ટ્રેન થોડા સમય માટે ફંટાઈ જાય, લીલી ટેકરીઓ કે સરોવર તરફ લટાર મારી આવે તો... નુકસાન નથી, પાછી પાટા પર આવશે ત્યારે એના કોલસામાં નવી ઊર્જા ઉમેરાઈ હશે.

* * *

દંતકથાઓનું એક મોટું ક્ષેત્ર તે ભાવનગર રાજ્ય, તેનો ઇતિહાસ, તેના રાજવીઓ.

મહારાજા વજેસિંહજી, મહારાજા ભાવસિંહજી.

શિહોરના દરબારગઢ.

ત્રાપજ બંગલો.

રાજવીઓનો સંગીતપ્રેમ.

ભાવનગર રાજ્યનું રેલવે-તંત્ર.

ભાવનગરનું કેળવણીખાતું.

મહારાજા ભાવસિંહજી (બીજા) અને કવિ કાન્તની મૈત્રી.

રાજ્યના કુશળ વહીવટકર્તાઓ - દીવાન ગગા ઓઝા, સર પ્રભાશંકર પટ્ટણી.

કૃષ્ણકુમારસિંહજીનું નામ દિવસમાં

એકાદવાર સાંભળવા ન મળે એવું બને નહીં.

કેટલાક વિષયો તાજા હતા, કાળ તથા સ્થળમાં સાવ પાસે.

'આપ જાણો છો, મહારાજા વીરભદ્રસિંહજી ક્યાં ભણેલા?'

પછી, ઉત્તરની રાહ જોયા વગર!

'આ સામે દેખાય તે, આપણી આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં. ભાવનગરના સામાન્ય પ્રજાજનનાં બાળકો જ્યાં ભણતાં હતાં ત્યાં, પિતાનો આ આગ્રહ હતો. આચાર્ય તથા શિક્ષકોને પણ સૂચનાઃ 'અમુક એક શિષ્યને કોઈ વિશેષ સગવડ, ખાસ છૂટ મળવી જોઈએ નહીં!'

રાજકુમારના ઘડતર માટે, ગામની શાળા કરતાં વધારે યોગ્ય શિક્ષણસંસ્થા બીજી કઈ હોઈ શકે?

ભાવનગરમાં જોઈ એવી રાજભક્તિ મેં બીજે ક્યાંય જોઈ નથી, સાંભળી નથી.

મારું ગામ વડોદરા રાજ્યમાં. પ્રાથમિક શાળામાં ગુજરાતીનું પાઠ્યપુસ્તક તે 'સયાજી વાચનમાળા'. છેલ્લા શાસક પ્રતાપસિંહરાવ : તેમના સમયની 'પ્રતાપ વાચનમાળા'ની એક પ્રત મારા ઘરમાં સચવાઈ હતી. ગામની વચ્ચોવચ, હૃદયસમું, સમૃદ્ધ પુસ્તકાલય જેમાં 'ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ'ના તેમ જ સયાજીવિજય પ્રેસ દ્વારા પ્રકાશિત અનેક અમૂલ્ય ગ્રંથો હતા.

ગામમાં પ્રાથમિક શાળા, તેથી વૃદ્ધ ખેડૂતોમાં પણ અક્ષરજ્ઞાન હતું. ધર્મગ્રંથો જ નહીં, મુનશી, ધૂમકેતુ અને મેઘાણી જેવા સાહિત્યકારોનાં પુસ્તકો ખૂબ વંચાતાં.

છતાં, સામાન્ય પ્રજામાં ભૂતપૂર્વ શાસકો પ્રત્યે કૃતજ્ઞતાનો ભાવ આઝાદી મળી તે પછી માંડ એકાદ દસકા સુધી રહ્યો. આજે 'ગાયકવાડ' એ નામ કોઈને પરિચિત લાગે તો બે સંદર્ભમાંઃ ક્રિકેટ તથા મિલકતનો વિવાદ.

* * *

કથાઓનું બીજું, મારે માટે વધારે નિકટનું ક્ષેત્ર તે શિક્ષણનું, રાજવીઓની બરોબરી કરી શકે, એમની હારોહાર બેસી શકે એવા શિક્ષણકારો ભાવનગરમાં થયા હતા, જેમાં સૌથી ઊંચે બિરાજમાન મૂર્તિ તે અલબત્ત નાનાભાઈ ભટ્ટની.

ઇતિહાસ તાજો હતો, કથાઓ ખૂબ રસથી કહેવાતી.

કોલેજમાં ભણાવ્યું એટલા પૂરતો હું શિક્ષણનો માણસ કહેવાઉં, પરંતુ શિક્ષણનું તત્ત્વજ્ઞાન અને જુદી જુદી વિચારધારાઓ વિશે કંઈ જાણતો નહોતો. કૃષ્ણમૂર્તિ અને બર્ટ્રેન્ડ રસેલ જેવા દાર્શનિકોનાં શિક્ષણ પરનાં પુસ્તકો વાંચ્યાં હતાં, ગાંધીસાહિત્ય થોડું વાંચ્યું હતું, પરંતુ 'મોન્ટેસરી' અને 'પાયાની કેળવણી' (basic education) તે મારે માટે કેવળ શબ્દો જ હતા.

નાનાભાઈ ભટ્ટની આત્મકથા 'ઘડતર અને ચણતર' વાંચવાનો યોગ પાછળથી, છેક 1995-96માં થયો, જેની ખરી જરૂર પંદર વર્ષ પહેલાં હતી. ખૂબ ઉત્સાહથી, લગભગ ભક્તિપૂર્વક

નાનાભાઈ અને 'દક્ષિણામૂર્તિ'ની વાતો કરનારા ઘણા હતા, પરંતુ આ પુસ્તકનું નામ પણ મને સાંભળવા મળ્યું નહોતું. આવું કેમ બન્યું હશે? શક્ય છે કે સાવ એવું ન હોય, સંપ્રદાયના ધર્મગ્રંથ તરીકે એનો ઉલ્લેખ થયો હોય પરંતુ મને તે જોવા-વાંચવાની વૃત્તિ ન થઈ હોય.

એમ માનવું રહ્યું કે અમુક પુસ્તકો આપણને યોગ્ય સમયે જ મળે (માણસોનું પણ એવું). એમનું અસ્તિત્વ હોય, દૂર ક્યાંક પર્વતની ટોચ પર ગુફામાં કે ગામની લાઈબ્રેરીમાં નહીં, આપણા ઘરમાં જ, હાથ લાંબો કરીએ અને સરકીને આવી જાય, છતાં સમય (સમજ?) પાકે તે પહેલાં એમના સુધી પહોંચી શકાતું નથી. (માણસોનું એવું નહીં, ભીનાશ આવે અને હાથ લાંબો કરીએ તો પુસ્તક મળે, માણસો નથી મળતાં.)

'ઘડતર અને ચણતર' તથા તે પ્રકારનાં અન્ય પુસ્તકો (દર્શકનું 'સદ્ભિઃસંગ' તો એ પછી, 1989માં પ્રગટ થયું) ન વંચાયાં પરંતુ હું સાવ વંચિત રહી ગયો હોઉં એવું નહોતું. એ જ સામગ્રી મને અન્ય માધ્યમ દ્વારા સીધેસીધી પ્રાપ્ત થઈ, કોઈકોઈના મુખેથી. સળંગ નહીં પણ ટુકડે ટુકડે. થોડું અહીંથી થોડું તહીંથી. ઉષાબહેન પટેલ (હરભાઈ ત્રિવેદીનાં દીકરી) વિમુબહેન બધેકા, જયંતિભાઈ અંધારિયા, જયેન્દ્રભાઈ, નર્મદભાઈ, જયવંતસિંહ જાડેજા – કોનાં કોનાં નામ ગણાવું?

વિદ્યાર્થીના પક્ષમાં નમ્રતાપૂર્વક કહી શકાય કે એનામાં બે મોટા ગુણ હતાઃ (1) ઘોર અજ્ઞાન (2) જાણવા-સમજવાની પ્રબળ વૃત્તિ.

કથાઓનું છે એટલું જ મહત્ત્વ એના કહેનારાઓનું છે, એમાંથી બેના વિશે મારે સહેજ વિગતે વાત કરવી છેઃ હરિભાઈ ગોરડિયા અને જીવરાજભાઈ મૈયાણી. બંને લોકભારતીના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ.

સામાન્ય રીતે વિદ્યાર્થીનું સ્કૂલ છોડ્યાનું પ્રમાણપત્ર (School Leaving Certificate) તે, બે પક્ષો વચ્ચેની ફારગતીનો સત્તાવાર દસ્તાવેજ માનવામાં આવે છે. પરંતુ કેટલીક સંસ્થાઓ એવી હોય છે અને કેટલાક વિદ્યાર્થીઓ એવા હોય છે કે એમની વચ્ચેનો અનુબંધ જીવનભર તૂટતો નથી. લોહીના સંબંધ જેવો એ સંબંધ હોય છે.

માતૃસંસ્થા (alma mater) શબ્દ ફાવે તેમ ફેંકી દેવા જેવો નથી, કોઈકોઈ સંસ્થા માટે વપરાય તો જ એની પવિત્રતા જળવાઈ રહે.

હરિભાઈ ગોરડિયા મારી ઓફિસમાં ઇન્સ્પેક્ટર હતા. ઓફિસમાં સાથે, પ્રવાસમાં સાથે, તેથી અમારે વાતો કરવા માટે સમયની ખેંચ નહીં. જન્મે વણિક હતા એવી જાણ તો મને હમણાં થઈ (જ્ઞાતિ વિશે વિચાર જ આવ્યો નહોતો), પરંતુ એમના વ્યક્તિત્વમાં ખેડૂતની ખડતલતા હતી, વાણીમાં બરછટપણું.

જીવરાજભાઈ મૈયાણીનો કિસ્સો જુદો એ રીતે છે કે અમારી વચ્ચે સીધો સંબંધ થવા માટે કારણ નહોતું. ભાવનગર મ્યુનિસિપલ સ્કૂલબોર્ડમાં સુપરવાઈઝર તરીકે ફરજ બજાવતા હતા. સ્કૂલબોર્ડના વહીવટી અધિકારી (Administrative Officer) સાથે જ મારે વ્યવહાર હોવો જોઈએ, પરંતુ અનુભવે મેં જોયું કે સ્કૂલબોર્ડના પ્રશ્નોમાં જીવરાજભાઈ વધારે ઉપયોગી હતા. જુવાન અને ઉત્સાહી તો હતા જ. ઉપરાંત, એમનો અભિગમ પુસ્તકિયો નહીં પણ વ્યવહારુ. એમને કામ સોંપ્યા પછી જોવાનું ન રહે.

આ બંનેના ચિત્તતંત્રનો સારો એવો ભાગ માતૃસંસ્થાના કબજામાં હતો.

વાતોમાં એક સૂર હતો અસંતોષનો, ખાસ કરીને હરિભાઈને ખૂબ ફરિયાદો હતી. એક વ્રણ દૂઝતો હતોઃ મૂળશંકરભાઈ ભટ્ટનો લોકભારતીથી વિચ્છેદ. હકીકત જે હોય તે, આ શિષ્યોમાં આક્રોશ હતો. મૂળશંકરભાઈને અન્યાય થયો છે! ગુરુજી પ્રત્યે ભક્તિ એવી કે હરિભાઈ ગોરડિયાને તો 'મૂળશંકરભાઈ' એવા દીર્ઘ, ત્રણ ઘટકો ધરાવતા નામથી પણ સંતોષ થાય નહીં, અડધું અને અધૂરું લાગતું હશે, તેથી હંમેશાં 'અમારા મૂળશંકરભાઈ' તરીકે જ ગુરુજીનો ઉલ્લેખ કરે.

* * *

છેલ્લે, એક દંતકથાનો મને થયેલો પરચો.

સાંજનો સમય હતો. સૂર્યાસ્ત થયો હશે પણ હજુ રાત પડી નહોતી. ઘરમાં દીવાબત્તી થયાં નહોતાં.

એવા સમયે કોઈ આવીને બારણામાં ઊભું રહ્યું. ચહેરો દેખાય, આંગતુકને ઓળખી શકાય, એટલું અજવાળું નહોતું. હું કંઈક બોલું, સામે જઈને પૂછું, આવકારું, તે પહેલાં એમણે ઓસરીમાં પ્રવેશ કર્યો. ચાલ ધીમી, સાવ નિરાંતવી.

સાથે, ત્રણ-ચાર ફૂટનો બીજો ઓળો હતો તે હવે દેખાયો.

આવીને મારી સામે ઊભા રહ્યા, 'આ છોકરાનું એક કામ છે.'

મેં કહ્યું, 'લાઈટ કરું-'

'એની જરૂર નથી.'

'આપ બેસો ને-'

'મને કોઈએ કહ્યું, તમે અહીં નજીકમાં જ રહો છો. તો થયું, સીધો ઘેર જ જાઉં.'

'સારું કર્યું.'

'વાંધો હોય તો પાછો જાઉં, કાલે ઓફિસે આવીશ.'

પ્રકાશની માત્રા એવી અદ્ભુત હતી કે ચહેરો ન દેખાય છતાં હોઠ પરનું હાસ્ય અને આંખોમાં ચમકતી રમૂજ દેખાયા વગર ન રહે.

'વાંધો હોતો હશે? આપ-'

શરૂઆતમાં પુછાવો જોઈતો હતો તે પ્રશ્ન હવે આવ્યો, 'તમે એજ્યુકેશન ઓફિસર છો ને?'

'હા, જી.'

'ભૂલથી ખોટા ઘરમાં ઘૂસી ગયો નથી ને?'

મેં ખાતરી આપી, 'ઘર ખોટું નથી, માણસ ખોટો નથી.'

'આ છોકરો જુઓ, એનો બાપ મજૂરી કરે છે અને એ પૈસાનો દારૂ પી જાય છે-'

'છોકરાનું જે કામ હશે તે થશે, પણ આપનો પરિચય, આપનું નામ!'

ગાલિબની થઈ હતી એવી સ્થિતિ એમની થઈ હશે.

'વો પૂછતે હૈ કિ ગાલિબ કૌન હૈ.
કોઈ હમેં બતાયે કિ હમ ઉન્હેં બતાયે ક્યા!'

પરિચયવિધિની જવાબદારી છોકરાએ ઉપાડી લીધી. શ્યામ ચહેરાની વચ્ચે શ્વેત દંતાવલિ ચમકવા લાગીઃ 'ઓળખતા નથી?' - એવા અર્થનું હાસ્ય.

છોકરો હસ્યે જ ગયો, અટક્યો નહીં, તેથી નાછૂટકે આગંતુકે કહ્યું, 'ભાઈ, મારું નામ પૃથ્વીસિંહ.'

બાકીનું કામ છોકરાએ કર્યું, 'પૃથ્વીસિંહ આઝાદ.'

'કોણ? શું કહ્યું?'

સૂત્રોચ્ચાર કરતો હોય એમ જમણા હાથની મુઠ્ઠી હવામાં ઉછાળતાં છોકરો બોલ્યો, 'સરદાર પૃથ્વીસિંહ આઝાદ!'

હું બોલવા જતો હતો પણ બોલી શક્યો નહીં તે સંવાદ આ પ્રમાણે હતોઃ આ શક્ય નથી. આપ તો ઐતિહાસિક પાત્ર છો. આપ વાસ્તવિક નથી. સદેહે સામે ઊભા હો એવું મને દેખાય છે, પરંતુ એ મારો ભ્રમ છે. સંધ્યાના સમયનું ગેબી તરકટ. અને આ છોકરો? એ તો કોમેડિયન છે! એનો શો વિશ્વાસ?

મને યાદ નથી, પણ કંઈક સામાન્ય મુદ્દો હતો. છોકરાને કોઈ સ્કૂલમાં પ્રવેશ મળતો ન હોય અથવા, હાજરી પૂરતી થતી ન હોય તેથી એનું નામ ચોપડેથી કમી કરવામાં આવ્યું હોય. અડધી મિનિટનું કામ હતું. મેં છોકરાનું નામ તથા અન્ય વિગતો લખી લીધી.

મુલાકાત પૂરી. આવ્યા હતા તેમ ચાલતા થઈ ગયા. બેઠા નહીં. ઔપચારિકતા આગમન સમયે નહોતી, વિદાયમાં ન જ હોય.

* * *

આ પ્રસંગ નોંધતાં પહેલાં મને ખાતરી કરવી જરૂરી લાગી હતી, તેથી, ભાવનગર મહેન્દ્રસિંહ પરમારને ફોન કર્યો હતોઃ 'આવું કંઈક બન્યું હોય તે શક્ય છે?'

એ કહે, 'શક્ય છે.'

'સરદાર પૃથ્વીસિંહ આઝાદ-?'

'એ વખતે ભાવનગરમાં જ રહેતા હતા. ''સ્વામીરાવ'' તરીકે ઓળખાતા.'

ગંભીરસિંહજી ગોહિલ પાસેથી વધારે રસપ્રદ માહિતી મળી. ભાવનગર તો સ્વામીરાવનું સાસરું હતું! મોટી વયે પ્રભાવતી સાથે લગ્ન કર્યાં હતાં. પ્રભાવતી તે, બળવંતરાય મહેતાનાં પત્ની સરોજિનીનાં મોટાં બહેન.

**[ક્રમશઃ]**



# રાગ હિંડોલ

☐ **અભિજિત વ્યાસ**

**ભાર**તીય અને ખાસ કરીને ગુજરાતીઓના જીવનમાં હિંડોળાનું મહત્ત્વ અનેરું છે. હીંચકો કે હિંડોળો એ ભારતીય સંસ્કૃતિનું એક અભિન્ન અંગ છે તેમ ધર્મમાં પણ એનું એટલું જ મહત્ત્વ છે. આપણે ત્યાં મંદિરોમાં હિંડોળાના દર્શનનો મોટો મહિમા છે. આમ હિંડોળો એ આપણા જીવનમાં

અનેરું મહત્ત્વ ધરાવે છે.

સામાન્ય રીતે ગુજરાતીઓને હીંચકો બહુ પ્રિય હોય છે. તેમાં પણ નાગર જ્ઞાતિમાં તો હિંડોળો લગભગ બધાં જ ઘરોમાં જોવા મળે છે. પણ બેઠક રૂમની સજાવટમાં હિંડોળાને ગોઠવીને સુશોભન કરવાની પણ એક પ્રણાલી જોવા મળે છે. જોકે આ વાતને કોઈ જ્ઞાતિ વિશેષ સાથે જોડી શકાય નહિ. કારણ કે મોટાભાગના ગુજરાતીઓનાં ઘરમાં હિંડોળો જોવામાં આવે છે. તો કોઈ વળી બાલ્કની (રવેશ)માં પણ હીંચકાની ગોઠવણ કરતા હોય છે. હીંચકે બેસીને જમવાની પણ કોઈને આદત હોય છે. તો કોઈને મોટા હીંચકા ખાવાનો અનેરો શોખ હોય છે,

હીંચકાનો બહુ સરસ ઉપયોગ



ફિલ્મોમાં પણ થયો છે. સત્યજિત રાયે એમની ફિલ્મ "ચારુલતા"માં હીંચકાની એક સિક્વન્સ બહુ સરસ દર્શાવી છે. ફિલ્મમાં ચારુલતા (માધવી મુખરજી) બગીચામાં હીંચકે બેસીને ગીત ગાય છે. આ દૃશ્યો બહુ નયનરમ્ય છે અને ખૂબ પ્રશંસા પામ્યાં છે. તો શ્યામ બેનેગલ દિગ્દર્શિત ફિલ્મ "જુનૂન"માં હીંચકે હીંચકતી અભિનેત્રી દીપ્તિ નવલનું દૃશ્ય પણ બહુ સુંદર છે. આવાં અનેક દૃશ્યો આપણી ફિલ્મોમાં જોવા મળે છે. સત્યજિત રાયની ફિલ્મ "શતરંજ કે ખિલાડી"માં વાજીદઅલી શાહની લખેલી અને બિરજુ મહારાજે સ્વરબદ્ધ કરેલી રચના "હિંડોલા જુલે શ્યામ" પણ યાદ આવે. આ ગીતમાં શાશ્વતી સેનનું કથક નૃત્ય પણ બહુ સરસ છે.

આપણા પ્રસિદ્ધ રામાયણના કથાકાર પૂ. શ્રી મોરારિબાપુને પણ હિંડોળા પર બેસી હીંચકવાનો  બહુ શોખ છે એવું રૂબરૂ તથા અનેક ફોટોગ્રાફ્સમાં જોવા મળ્યું છે. બગીચાઓમાં તો બાળકોને હીંચકા પર બેસવા માટે ઝઘડતાં પણ જોયાં છે. આમ પણ છોકરીઓને હીંચકા ખાવાનો શોખ વધુ હોય છે તેવું પણ જોવામાં આવ્યું છે. બાળકોને અને તેમાં પણ છોકરીઓને મોટા હીંચકા ખાતી વધુ જોવામાં આવે છે. ક્યારેક એમ પણ લાગે કે હીંચકા ખાવાનું કોને નહિ ગમતું હોય?

આપણી કલામાં પણ હિંડોળો અનેક રીતે વણાયેલો છે. લઘુચિત્ર કહેતાં મિનિએચર શૈલીનાં ચિત્રોમાં હિંડોળાનાં અનેક ચિત્રો જોવા મળે છે. તેમાં પણ રાગમાલાની શૈલીમાં તો "રાગ હિંડોલ"નાં ચિત્રો લગભગ બધી જ શૈલીમાં જોવા મળે છે. આ ચિત્રોમાં એક સ્ત્રી હીંચકા ખાતી જોવા મળે છે. જે મોટે ભાગે વિરહિણી હોય છે અને પોતાના પતિ કે પ્રેમીની હીંચકા ખાતી રાહ જોઈ રહી છે. તો કેટલાંક ચિત્રોમાં કૃષ્ણ ભગવાનને હીંચકા ખાતાં જોઈએ છીએ. તેમ રાધાકૃષ્ણનાં ચિત્રો પણ જોવા મળે છે. એ ચિત્રોમાં રંગોમાં લાલ અને લીલાનું પ્રાધાન્ય જોવા મળે છે. અલબત્ત સંગીતમાં રજૂ થતા રાગને ધ્યાનમાં રાખીને જ આ ચિત્રો થયાં છે એમ નથી. પણ કલાકારની કલ્પનાને આધારે આ બધાં ચિત્રો સર્જાયાં છે.

ભારતીય શાસ્ત્રીય સંગીતમાં રાગ "હિંડોલ"ની પ્રસ્તુતિ ઘણા ગાયક અને વાદક કલાકારો કરે છે.

કેટલાક આ રાગને ઉપશાસ્ત્રીય સંગીતનો છે તેમ પણ માને છે. રાગ હિંડોલને યાદ કરતાં મનમાં એક ગીતના શબ્દો ગણગણવા ગમે તે ફિલ્મ "સુવર્ણ સુંદરી"નું લતા મંગેશકર અને મહમ્મદ રફીનું ગાયેલું, "કુહૂ કુહૂ બોલે કોયલિયા." આ ગીત અત્યંત પ્રચલિત છે અને લગભગ બધા જ પ્રકારના શ્રોતાઓને ગમતું જોવા મળ્યું છે. ઘણા



લોકો એવું માને છે કે આ ગીતનું મુખડું રાગ સોહિણીમાં સ્વરબદ્ધ થયેલું છે. પણ ના આ ગીતનું મુખડું રાગ હિંડોલમાં જ સ્વરબદ્ધ થયેલું છે.

રાગ "હિંડોલ" કલ્યાણ થાટનો છે, તો કેટલાક તેને મારવા થાટનો માને છે. તેની જાતિ ઓડવ -ઓડવ છે. આ રાગની પ્રકૃતિ ચંચળ છે અને વીર રસનો મનાય છે. રાગ હિંડોલમાં આરોહમાં -સા ગ મ ધ નિ ધ સા - અને અવરોહમાં - સા નિ ધ મ ગ સા લેવાય છે. રાગમાં વાદી - ધ - અને સંવાદી - ગ - તથા વર્જિત સ્વરો - રે અને પ - છે. રાગ હિંડોલ દિવસના

પહેલા પ્રહરમાં રજૂ થાય છે. વસંત ઋતુ, એટલે કે ફાગણ કે ચૈત્ર મહિનામાં (એપ્રિલ દરમ્યાન) વધુ પ્રસ્તુત થાય છે. સવારના પહેલા પ્રહરમાં રજૂ થતો હોવાથી હવેલી સંગીતની ઘણી બધી બંદિશો રાગ હિંડોલમાં નિબદ્ધ થઈ છે. રાગ હિંડોલમાં ખયાલ, ધમાર, ટપ્પા, ધ્રુપદ અને વિશેષતઃ હોરીની રજૂઆત વધુ થાય છે. કેટલાક કલાકારોએ હિંડોલ-બહાર, હિંડોલ-વસંત અને હિંડોલ-અડાણા જેવા મિશ્ર રાગોની રજૂઆત પણ કરી છે.

રાગ હિંડોલ એ પ્રાચીન મૂળ છ રાગોમાંનો એક છે તેમ માનવામાં આવે છે. કેટલાક કલાકારોનું એવું માનવું છે કે રાગ હિંડોલમાં ભક્તિરસનું પ્રાધાન્ય છે. તેથી હવેલી સંગીતમાં અને હિંડોળાં ગીતોમાં તે વધુ રજૂ થાય છે. હવેલી સંગીતની રાગ હિંડોલમાં સ્વરબદ્ધ થયેલી રચના ખૂબ સંભળાય છે તે "ઝુલત કુંજવિલાસી, શ્યામરો ઝુલત કુંજ વિલાસી, રાધા સંગ ઉમંગ ભરી નિત, નીરખી પ્રિયા મુખ હાંસી... શ્યામરો." આ પદ ખાસ્સું પ્રચલિત થયેલું છે.

રાગ હિંડોલના સંદર્ભમાં એક વાત એમ પણ સ્પષ્ટ થવી જોઈએ કે તે ભારતીય સંગીતનો રાગ છે અને કર્ણાટક સંગીતમાંથી ઊતરી આવેલ નથી. કર્ણાટક સંગીતમાં રજૂ થતો રાગ હિંડોલમ હિંદુસ્તાની હિંડોલથી અત્યંત ભિન્ન છે. કર્ણાટક રાગ હિંડોલમ એ આપણા માલકૌંસ જેવો છે. ઘણા લોકો આ બંને રાગને એક જ ગણે છે અને કર્ણાટક સંગીતમાંથી ઊતરી આવેલો સમજે છે. પણ શ્રોતાઓએ આવી ભૂલ ન કરવી. રાગ હિંડોલ એ ભારતીય સંગીતમાં પ્રાચીનતમ રાગમાંનો એક ગણાય છે.

રાગ હિંડોલનાં લક્ષણગીતમાં તેનું સંપૂર્ણ વિવરણ આપ્યું છે.

"ઇમન ઠાટ નિકારીયે, પંચમ રિષભ હિંડોલ
ગ, ધ સંવાદી વાદી હૈ, ક્રમ સે તાન અમોલ
તૃતીય પ્રહર કો રાગ હૈ, ઉત્તમ બાજે સાજ
સરગમ અતિ સુંદર લાગે, ગાવત હૈ કવિરાજ

પ્રભુલાલ ગર્ગ દ્વારા રચિત "સંગીત સાગર"માં રાગ હિંડોળને રજૂ કરવાનો સમય દિવસના ત્રીજા પ્રહારનો ઉલ્લેખ છે. પણ સામાન્ય રીતે હવેલી સંગીતમાં તે દિવસના પહેલા પ્રહરમાં એટલે કે સવારે છથી નવના સમય દરમ્યાન રજૂ થાય છે. અલબત્ત હોરી કે ધમારની રાગ હિંડોલમાં ઘણા કલાકારો બપોરના સમયમાં પણ કરે છે.

છેલ્લે એક લતા મંગેશકરે ગાયેલું અને હેમંતકુમારે સ્વરબદ્ધ કરેલું ગીત પણ યાદ કરી લઈએ. ફિલ્મ "બીસ સાલ બાદ" આ ગીત "કહીં દીપ જલે, કહીં દિલ, જરા દેખ લે આ કર, પરવાને..." પણ રાગ હિંડોલમાં સ્વરબદ્ધ થયેલું છે.





# આગંતુકઃ ઉત્તરાર્ધ-૮

☐ ધીરુબહેન પટેલ

## હિમાલય

**ભી**નાં કપડાં માથે મૂકીને બાકીનો થોડોક સામાન સાથે લઈને ઈશાન ચાલવા માંડ્યો. એને સમજ પડી કે હિમાલયની કેડીઓમાં ચાલતી વખતે આ દંડ માત્ર આદરનું નહીં, આધારનું પણ સાધન છે. ઓહો, ભગવાને કેટલી બધી કૃપા કરી છે તેના પર! ન જોઈતું બધું લઈ લીધું છે અને જોઈતું બધું જ આપ્યું છે. એનામાં પણ માની થોડી ઝલક તો હશે જ, નહીંતર એને કેવી રીતે આટલી બધી સમજ પડે?

કોઈકે એક વાર કહ્યું હતું, હિમાલય તો દુર્લભ વનસ્પતિનો ભંડાર છે. જે ઓળખી શકે તેનો બેડો પાર થઈ જાય. ક્ષુધા, તૃષા, ઠંડી, ગરમી કશું તેને સતાવી શકે નહીં. કોઈ વ્યાધિ તેને સ્પર્શી શકે

નહીં. જરા કે મરણ સુધ્ધાં તે પાછાં ઠેલી શકે.

વાત સાચી હશે. આજે જ ઈશાન એક ચમત્કારનો સાક્ષી બન્યો હતો, પણ ક્યાં એ બાંકેબિહારીના વિયોગની વિહ્વળતા? ક્યાં એ ગુરુદેવના ઉપદેશની રોમેરોમ પ્રસરી જતી શીતળતા? માણસ શું ભવાબ્ધિનાં મોજાંમાં આમથી તેમ ફંગોળાવા જ જન્મ્યો છે?

ક્યારેય તે હકપૂર્વક ''બ્રહ્માસ્મિ'' નહીં કહી શકે? એમ જ હોય તો આ બધું વૃથા છે. સાહિત્ય, સંગીત, વિજ્ઞાન, સ્થાપત્ય, - બધું જ! બાળક નાનું હોય ત્યારે જે રમકડાં તેને આકર્ષે તે પછી એટલાં મહામૂલાં લાગતાં નથી - તો શું એ કશાની જરૂર જ નથી?

એવું પણ શી રીતે કહેવાય? એક અવસ્થા છે, જ્યારે એ બધું અત્યંત જરૂરી લાગે છે. મહાનગરો, મહાયુદ્ધો, બધું જ! કૃષ્ણે સારથિ બનીને અર્જુનનો રથ પણ હાંક્યો અને એ જ રણમેદાન પર એને ગીતા સંભળાવી - ઈશાનને હસવું આવ્યું. વિચાર કરતાં કરતાં એ ક્યાંનો ક્યાં પહોંચી ગયો? ભગવદ્ગીતા તો એને મોંએ હતી. પાઠ કરવા માટે પુસ્તકની જરૂર નહોતી પડતી.

માથા પરનો ભીનાં કપડાંનો બોજ હવે હલકો થઈ ગયો હતો. એક શાંત સ્થળે બેસીને એણે આખી ગીતા યાદ કરી. એણે કદી ગીતા પર કે બીજા કશા પર પ્રવચન તો નહોતું કર્યું - બસ, થોડુંક જીવી જાણ્યું હતું, બાકીનું જાણવાની ઇચ્છા મરી પરવારી નહોતી. આત્મસાક્ષાત્કાર હજી બાકી હતો. એ ઊઠ્યો અને વળી પાછો ચાલવા માંડ્યો. હજી લગી ક્ષુધાથી એ આકુળવ્યાકુળ થયો નહોતો - પણ એને સંપૂર્ણ વિશ્વાસ હતો, એવું થશે ત્યારે જરૂર જેટલું તો ઈશ્વર કોઈની મારફત મોકલવાનો જ છે. ઈશાન શા સારુ નાહકની ચિંતા કરે?

તડકો નમ્યો અને હવામાં શીતળતાની લહેર આવવા લાગી ત્યારે ઈશાને જોયું - પડખેના ખેતરમાં રાજગરાના લાલ ગાલીચાની ધારે એક વૃક્ષ ઉપર નાનકડાં લાલ સફરજન ઝૂલી રહ્યાં છે. દૃશ્ય રમણીય હતું. ઈશાન એ જોવા ઊભો રહી ગયો એટલામાં પેલી વેણુરેણુની સખી તરીકે જરૂર શોભે એવી પહાડી છોકરી પોતાની ઓઢણીના છેડામાં થોડાં સફરજન લઈને આવી અને ઈશાનને એક તોફાની સ્મિત આપીને બોલી, ''ખાઓગે?'' ઈશાને હા પાડી તે સાથે એણે દારૂગોળો શરૂ કર્યો અને ઈશાને મહાકષ્ટે સફરજન ઝીલ્યાં - વાહ, આ પણ આનંદના મહાસાગરનું એક મોજું હતું - એને જોવાની, એમાં નહાવાની, પલળવાની, મજા ન આવે શું?

ઈશાન એવો અરસિક નહોતો. બદલામાં એણે પણ બેએક સફરજન પેલી છોકરી તરફ ફેંક્યાં. તે એણે આબાદ ઝીલ્યાં અને પછી હસતી હસતી દોડી ગઈ.

સફરજન ચારપાંચ હતાં, પણ નાનાં નાનાં, અત્યંત સુંદર અને મીઠાં. ઈશાન એ બધાં ખાઈ ગયો. પોતાને વિચારવમળમાંથી બહાર ખેંચી કાઢનાર કન્યાનો મનોમન આભાર માન્યો અને ગણગણવા લાગ્યો

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ
જૂજવે રૂપે અનંત ભાસે!

તદ્દન સાચી વાત! આને ગાનારો કે લખનારો જરૂર એ પદ પામ્યો હશે જેને માટે ઈશાન હજુ તરફડિયાં મારે છે.

બ્રેકફાસ્ટ, બ્રન્ચ, લન્ચ, ટી, હાઈ ટી, ડિનર અને સપર બધું એ પાંચ સફરજને આવરી લીધું હતું - અંગ્રેજી નામાવલિ સાથે એને ઘરોબો તો નહોતો જ, પણ કરણ અને એના બધા મિત્રની ધાંધલધમાલ વખતે આ શબ્દો ઘણી વાર સાંભળ્યા હતા તે આ પાંચ સફરજન સાથે બંધ બેસી ગયા! એમાંના બે બાકી રહ્યા ને ભલે - બે હાથ ખાલી હોય તો ભજનકીર્તનમાં તાળી પાડવા કેવા કામ લાગે! આ ટોળું નાચવાગાવામાં કેવો આનંદ લેતું હતું! કોઈ વાર એમને કીર્તનનો સ્વાદ ચખાડ્યો હોય તો કેટલા જોરથી ને ઉત્સાહથી તાળીઓ પાડી શકે... પણ એવો દિવસ કોણે જાણે ક્યારે આવશે? આવશે ખરો? નાનામોટાનો, ભણેલા ને વગર ભણેલાનો, શ્રીમંત અને ગરીબનો, મહાનગરવાસી અને ગ્રામવાસીનો, પુરુષો અને સ્ત્રીઓનો ભેદભાવ ક્યારે મટશે? ભાષા ધર્મ અને સરહદનું વૈમનસ્ય જીવનમાં ઝેર ઘોળતું જ રહેશે શું?

અચાનક ઈશાનની વિચારશૃંખલા તૂટી. એની પાછળ દોડતા આવતા કોઈ યુવાન કંઠે પૂછ્યું, ''સર! હું તમારી સાથે ચાલી શકું?''

''માર્ગ તો સૌનો છે. મને શા માટે પૂછો છો?''

''કારણ કે... મને એકલા ચાલતાં થોડી બીક લાગે છે.'' હાંફતાં હાંફતાં એ બોલ્યો.

''અરે! તો શા માટે એકલો આવ્યો, ભાઈ?''

''ભૂલ થઈ ગઈ. તકરાર કરીને નીકળ્યો હતો. હવે પાછા જતાંય શરમ આવે છે.'' જુવાન ઘણો દેખાવડો હતો. એ સહેલાઈથી ઊંચકી શકે એના કરતાં વધારે સામાન એની પાસે હતો. એનું ગોરું મોઢું આ આદત વગરના શ્રમને કારણે લાલ થઈ ગયું હતું અને ચહેરા પર જ્યાં ત્યાં પ્રસ્વેદબિંદુઓએ પણ જમાવટ કરી હતી. એણે આશાભર્યા અવાજે ફરી વાર પૂછ્યું, ''હું ચાલું તમારી સાથે?''

''તારી જેવી ઇચ્છા!'' કહીને ઈશાને પોતાની સ્વાભાવિક ગતિ થોડી મંદ કરી. એના મનમાંય થોડું કુતૂહલ જાગ્યું હતું. આવો મજાનો રૂડોરૂપાળો છોકરો ઘરમાં શી તકરાર કરીને નીકળ્યો હશે? પણ એ શાંત રહ્યો. કંઈ પૂછ્યું નહીં. આ હિમાલય છે, અહીં ગમે તે માણસ ગમે

ત્યાં ચાલી શકે... પણ-

''હું ચિત્રકાર છું - આલોક!'' તમે મારું નામ સાંભળ્યું છે?''

''ના - હજી લગી તો નથી સાંભળ્યું.''

''તો જ ને! મારે ઘણું બધું ચીતરવું છે. પ્રદર્શનો કરવાં છે... એક નામ બનાવવું છે.''

''તમે હમણાં તો કહ્યું - તમારું નામ આલોક છે, પછી પાછું બીજું નામ શું કરવા બનાવવું છે? આ છે તે જ શું ખોટું છે?''

''સર! તમે કંઈ સમજતા નથી. જુઓ ને, તમે પણ મારું નામ નથી સાંભળ્યું - ખરી વાત.''

''હા.''

''હું ઇચ્છું છું કે મારું નામ બધા સાંભળે, યાદ રાખે, મારાં ચિત્રો જુએ, પ્રદર્શનોમાં આવે... જબરજસ્ત વેચાણ થાય.''

''પણ તો તો તમારાં ચિત્રો તમારી પાસેથી ચાલ્યાં ન જાય? અચ્છા - તમારી જિંદગી છે, તમને ઠીક લાગે તેમ કરો!'' કહી ઈશાન શાંત થઈ ગયો. છોકરો એને વળગવા ચાહતો હતો, પણ એ કંઈ બહુ સારી વાત નહોતી. ઈશાનનું કોઈ નિર્ધારિત ગંતવ્ય સ્થાન તો હતું નહીં. એ તો પગ લઈ જાય ત્યાં જતો હતો, સ્થાન મળે ત્યાં રાતનો આરામ - બીજા દિવસથી વળી પાછું ભ્રમણ... એને થયું કે બિચારા આલોકને આ બધું જણાવી દેવું જોઈએ. હજુ તો એ કંઈ બોલે તે પહેલાં આલોકે જ પૂછ્યું, ''સર! તમે ક્યાં જાઓ છો!''

''ક્યાંય નહીં.''

''અરે - તો આ બધી હાડમારી નકામી?''

''મને મજા પડે છે - પણ તું કહે, તું છેક હિમાલય લગી કેમ આવ્યો? ઘરમાં તકરાર કરીને પણ નીકળી જવું પડે એવી કઈ મજબૂરી હતી? - બાય ધ વે, ઘરમાં કોણ કોણ છે?''

''બધાં - મમ્મી, ડૅડી, સિસ્ટર્સ, બ્રધર્સ - અને... અને..'' એ બોલતાં બોલતાં ખંચકાઈ ગયો. પછી જરા જુદા જ અવાજે બોલ્યો, ''મારા એન્ગેજમેન્ટ પણ થઈ ગયા છે.''

''અરે, તો એની સાથે પણ તકરાર કરી?''

''શું થાય, મારે સ્કેચિંગ કરવા હિમાલયાઝમાં આવવું હતું અને એ પેલા લોકોની પાર્ટીમાં ભળી ગઈ હતી.''

''કયા લોકોની?''

''મમ્મી ડૅડી - એ બધાં.'' ઈશાને મનમાં જ વિચાર્યું, ''છોકરી સમજદાર લાગે છે.'' પછી આલોકના બરડા પર હાથ મૂકીને બોલ્યો, ''તારું સ્કેચિંગ ક્યારે પૂરું થશે?''

''ગૉડ નૉઝ''

''ઓહો - તારે ગૉડ સાથે એટલો વહેવાર છે, એમ ને?''

આલોક અટકી ગયો. ઈશાન સામે ધારદાર નજર નાખીને બોલ્યો, ''તમે

મારી મશ્કરી કરો છો, સર?''

''નૉટ ઍટ ઑલ! મને તો આનંદ થાય છે કે તારા જેવો કલાકાર ઈશ્વરમાં માને છે અને એના ડહાપણમાં શ્રદ્ધા રાખે છે.''

''તો ધૅટ્સ ઓ.કે. બાય ધ વે - તમે ખરું કહોને, ક્યાં જાઓ છો?''

''ખરું જ કહું છું - મારે ક્યાંય જવું આવવું નથી. માત્ર હિમાલયને ઓળખવો છે. અને બને તો આ જિંદગીના કોયડાને ઉકેલવો છે.''

''વાઉ! ધૅટ્સ વન્ડરફુલ. મને લાગે છે કે આપણને ફાવશે. તમારો સામાન ક્યાં છે?''

''બસ, આ જ છે.''

''નો સ્લીપિંગ બૅગ?''

''નો.''

''તો સૂશો કેવી રીતે?''

''ઊંઘ આવશે એટલે સૂઈ જઈશ. મારી ચિંતા ન કરતો આલોક! પણ તને કંઈક કહેવાનું મન થાય છે - કહું? - સ્કેચિંગ પૂરું થાય પછી ઘરે જતો રહેજે. બધાંને દુઃખી ન કરતો.''

''સ્કેચિંગ કદી પૂરું ન થાય. તમે સમજતા નથી.''

''સમજું છું એટલે જ કહું છું. તું કલાકાર છે. ભગવાને તને આંખો આપી છે. આંગળીઓ આપી છે - તું જ્યાં જઈશ ત્યાં તું સ્કેચિંગ કરી જ શકીશ. પછી મોટાં મોટાં ચિત્રો બનાવીશ - કૅન્વાસ પર! લોકો જોશે અને આનંદ



પામશે. એટલું બસ નથી? નામ કેટલાંનાં અમર રહ્યાં છે તે તારું રહેશે?''

''વેઇટ વેઇટ! મને તમારો એક સ્કેચ કરવા દેશો. આ લાઇટ બદલાય તે પહેલાં? સે યસ... ઇટ્સ અ બારગેઇન - તમે મને તમારો સ્કેચ કરવા દેશો તો હું પાછો ઘેર જઈશ, બસ?''

''અરે, એક શું કરવા, અગિયાર કરને આલોક! મને તો બહુ જ આનંદ થશે કે આ ખોળિયું કોઈને કામ આવ્યું!''

''ખોળિયું... યુ મીન ધિસ બૉડી?''

''હા.''

''ખોળિયામાં તો કંઈક ભરેલું હોય - ઇઝન્ટ ઇટ? તો આમાં શું હશે - જાણો છો?''

''ના, પણ શોધું છું.''

''આ મારું કાર્ડ રાખો ને, પ્લીઝ! જડે તો મને જણાવજો - અરે, તમે તો ખરા માણસ છો! કંઈ સાધુબાધુ તો નથીને?''

''લાગતું તો નથી.''

''તો ઠીક. આ સાધુબાધુનું ચક્કર આપણને બહુ ફાવતું નથી. અચ્છા, તો તમે છો કોણ?''

''મારું નામ ઈશાન છે.''

''ઓ.કે. તો ઈશાનભાઈ, તમે આખી જિંદગી આ હિમાલયમાં જ રખડ્યા કરશો?''

''ખબર નથી - જિંદગી કેટલી લાંબી કે ટૂંકી છે તે કોણ જાણે છે અને એ ક્યાં પસાર કરવાની છે તે પણ કોણ જાણે છે? આલોક આજે મળવાનો છે - મારા સ્કેચ કરવાનો છે તે કંઈ હું જાણતો હતો?

''આઇ લાઇક યુ. હવે જરા આમ બેસો. મોં આ બાજુ રાખીને હાલ્યા નહીં કરતા -પ્લી-ઝ!''

છોકરો શું અદાથી હુકમ ચલાવતો હતો! ઈશાનને એક વખત તરંગ આવ્યો કે બધું નાટક છોડીને ઊભો થઈ જાય ને જતો રહે, પણ એનો અમલ ન કર્યો. આલોકની ઇચ્છા પ્રમાણે બેઠો અને એના પાછા ફરવાથી એનાં કુટુંબીઓ કેટલાં રાજી થશે એના વિચાર કરવા લાગ્યો.

સ્થિર આસને બેસવાની ટેવવાળા ઈશાનને કશું અઘરું ન લાગ્યું, પણ આલોક તો અભિભૂત થઈ ગયો. પોતાનો સામાન પાછો ગોઠવતાં ગોઠવતાં બોલ્યો, ''આમ તો અમારે આનું પેમેન્ટ કરવું પડે તમને.''

''તેં તો પહેલેથી કરી જ દીધું છે ને! પાછા ઘેર જવાનું વચન આપીને!'' બન્ને જણ હસી પડ્યા. આથમતા સૂરજ સામે જોતાં જોતાં આલોક બબડ્યો! ''એસ. ટી.ની એકાદ બસ મળી જાય તો કાલે જ જતો રહું.''

''ન મળે તોય જવાય.''

''કેવી રીતે?''

''ચાલીને.'' આ સાંભળીને આલોકે આંખો કાઢી, પણ ઈશાને શાંતિથી કહ્યું, ''જેવી રીતે આવ્યો હતો એવી જ રીતે શું પાછો ન જઈ શકે?''

''વાય નૉટ? જરૂર જઈ શકું. મે બી આઇ કૅન સ્ટાર્ટ ઇવન નાઉ.''

''તારી મરજી. બાકી રાત પડવાની બહુ વાર નથી.''

''તે જ ને! તમે કંઈ સમજતા નથી. હું આરામથી સ્લીપિંગ બૅગમાં સૂઉં અને તમે આ તમારો કામળો કે ધાબળો જે હોય તે વીંટીને સૂઈ જાઓ તે હું કેવી રીતે સહન કરી શકું? હું કંઈ એવો નથી. સાવ પથ્થરદિલ! મને લાગે છે કે મારે હમણાં જ જવું જોઈએ.''

''બીક નહીં લાગે?''

''ના. જુઓ, સર! મેં તમને મારી બધી વાત કરી એનો ગેરલાભ નહીં લેવાનો. આઇ ઍમ જસ્ટ આલોક, ઍન આર્ટિસ્ટ હુ લવ્ડ યુ. અન્ડરસ્ટૅન્ડ્સ યુ. તમને ખબર છે, તમને મળ્યા પછી હું

એનો એ આલોક નથી રહ્યો.''

''અરે!''

''સાચું કહું છું... મને બીક નથી લાગતી. હું મારે ઘેર જઈશ ને બધાંને સૉરી કહીશ. હું ચિત્રો કરીશ. કોઈ જુએ કે ન જુએ - કંઈ ફેર નથી પડવાનો... અને... મને મારું નામ ગમે છે; બીજું નામ નથી જોઈતું. કોઈ વાર ઢીલો પડીશ તો તમારો સ્કેચ જોઈ લઈશ. ઓ.કે.?''

''આવો ગજબ ના કરીશ, આલોક! આ તો લગભગ મૂર્તિપૂજા કહેવાય, આ હું ને તું અનાયાસે મળ્યા, થોડી વાતો કરી, થોડો સમય આનંદમાં વિતાવ્યોઃ બસ, વાત પૂરી.''

''તમારા માટે મારા મનમાં એ રુદ્રમાળની ખીલીની જેમ ખોડાઈ ગઈ છે. તમે એને પાછી કેવી રીતે ખેંચી કાઢશો, કહો જોઉં?''

''એ રુદ્રમાળની શું વાત છે, આલોક? હું તો નથી જાણતો.''

આલોકે નિરાંતે આસન જમાવીને બધી વાત કહી. એ પૂરી થઈ ત્યારે રાત્રિનો પહેલો પ્રહર વીતી ચૂક્યો હતો.

ઈશાને કહ્યું, ''હવે સવારે જ જજે ને, આલોક!''

''તમે મારી સ્લીપિંગ બૅગ વાપરશો? રાખશો?''

''વારુ, વાપરીશ - પણ રાખીશ તો નહીં.''

''બડા જિદ્દી છો, ઈશાનભાઈ!''

''શું કરું? ભગવાને એવો જ બનાવ્યો છે.'' એ વાત પર ઈશાન અને આલોક બન્નેને હસવું આવ્યું અને આનંદમય હાલતમાં જ થોડી વારમાં બન્ને નિદ્રાધીન થઈ ગયા.

પ્રભાતનો ઉજાસ હળવેથી બરફથી છવાયેલાં ગિરિશૃંગોને સ્પર્શ્યો ત્યારે આલોકે ઊઠીને કહ્યું, ''હવે જાઉં છું, ઈશાનભાઈ!''

ઈશાને જાગીને તરત જવાબ આપ્યો, ''તારી સ્લીપિંગ બૅગ તો લેતો જા!'' પછી એણે એ વાળીને આલોકના હાથમાં મૂકી. આલોકે પૂછ્યું, ''તમારો સ્કેચ જોઈએ છે?''

''ના રે ના! મારે ને એને શું લાગેવળગે? એ તારા શ્રમનું ફળ છે. તું એને રાખ કે ફેંકી દે - જેવી તારી મરજી.''

આલોક એની સામે જોઈ રહ્યો. પછી બિલકુલ અદાથી બોલ્યો, ''સર! આઇ સૅલ્યુટ યુ.'' એની એ સલામ કરવાની અદાથી ઈશાનના ચહેરા પર સ્મિત આવ્યું. એણે હાથ ઊંચો કરીને કહ્યું,

''શિવાસ્તે પંથાનઃ'' આલોકને એ સમજાયું નહીં, પણ કશી પડપૂછ કર્યા વિના એણે ચાલવા માંડ્યું. એને હવે ઘર સાંભર્યું હતું.

ઈશાન થોડી વાર ત્યાં જ બેઠો પછી નીચે વહેતી નાનકડી નદીનાં જળને પ્રણામ કરીને પ્રાતઃવિધિમાં ગૂંથાયોઃ કેવા કેવા માણસો ઘડ્યા છે પ્રભુએ! આ આલોક પણ કંઈ ઝટ ભુલાય એવો નહોતો. આજે સૂર્ય સામે નેત્રો

મીંચી દઈને મંત્રોચ્ચાર કરવાનું મન થયું એટલે ઈશાને એવું જ કર્યું. કેટલો સમય પસાર થયો હશે એની ખબર પડી જ નહીં. પછી દૂર દૂરથી આવતા અવાજ સંભળાયા.

''એ રહ્યા... કોઈ બીજું પણ હોય... ના, ના, એ જ છે, હું ન જાણું? હાશ! આખરે મળ્યા ખરા.''

''ઈશાને આંખો ખોલી. થોડે દૂરથી એના તરફ આવતું એક સોનેરી બદામી રંગનું વાહન દેખાયું. એની છત થોડી ખુલ્લી હતી એટલે જ આ અવાજ સંભળાયા અને હવે ચહેરા પણ દેખાયા.''

વહેણ આગળ થોડો ઢોળાવ હતો એટલે પેલું વાહન કંઈક ઊંચાઈ પર જરા દૂર જ થંભ્યું અને એમાંથી ટપોટપ નીચે ઊતરતા પ્રવાસીઓના હર્ષભર્યા ચહેરા ઈશાનની નજરે ચડ્યા.

ઓહો! આ તો કરણ, મિહિકા, રજત, ઇપ્સિતા, ફ્રાન્સિસ અને વિક્રમસિંહ! આટલાં બધાં આ એક કારમાં માયાં હશે કેવી રીતે? ઈશાને એમના તરફ જતાં જતાં વિચાર્યું. પાસે પહોંચે ન પહોંચે એટલામાં બધાં વીંટળાઈ વળ્યાં. અત્યંત હર્ષભર્યા ચહેરા જરાતરા મેલા હતા અને વસ્ત્રો તો વળી સાવ બેહાલ!

''તમે બધા સાથે ક્યાંથી? પ્રવાસે નીકળ્યાં છો? રજત? તું પણ? તને કેમ છે હવે?''

જવાબમાં રજતે એક પગ પર ઊભા રહીને બીજો પગ ઈશાન સામે ધર્યો. ક્યાંય કોઈ રોગનું નામનિશાન ન મળે!

''અરે વાહ મહાત્મા! અભિવાદનની આ નવી રીત પરદેશથી શીખી આવ્યા?''

''કેવી લાગી?''

''અદ્ભુત!''

''તો ચાલો પાછા, હજી તો મારે 'અથાતો બ્રહ્મજિજ્ઞાસા' શીખવાનું બાકી છે. ને બાબા, ન આવવું હોય તોય વાંધો નહીં, હું તમારી પાસે અહીં રહી જઈશ.''

''ને આ બધાં?'' ઈશાને પૂછ્યું.

''હું તો રહેવાનો જ છું, સાધુઅંકલ! મેં કહ્યું'તુંને તમને?'' કરણ બોલ્યો.

''ઈશાનબાબા! મને તમારા વગર ગોઠતું નથી. ઘરમાં કે નોકરીમાં. તમે શું પાછા ન આવી શકો?'' વિક્રમસિંહ બોલ્યા.

મિહિકા પોતાનું લૉકિટ ખોલીને ઈશાન સામે ધરતાં બોલી, ''આ મોટીબાનો ફોટો જોયા વગર તમે જતા રહ્યા હતા ને, અંકલ? એટલે હું એમને તમારી પાસે લઈ આવી.'' ફ્રાન્સિસ રાહ જોતો જ હતો. ''નિરંજનસેઠકા બેબીકા શાદીમેં આપ નહીં આયેગા ફાધર હેરિસ, તો શાદી કૈસે હોગા?''

નવાઈ પામીને ઈશાને ઇપ્સિતા સામે જોયું! ''ગૃહસ્થાશ્રમ પણ પવિત્ર છે એવું તમે નહોતા કહેતા, બાબા? એમાં રહીને શું આત્મકલ્યાણ ન થાય?''

''શા સારુ નહીં?''

''અને ધૈવતને તો તમે હજી જોયો પણ નથી. એને આશીર્વાદ આપવા પણ તમારે આવવું તો પડે - નહીં આવો?''

''આવીશ ને! પછી પાછા ક્યાં નથી અવાતું?''

''ને ત્યાંય ક્યાં નથી રહેવાતું. બાબા! મને તો લાગે છે કે અહીંના કરતાં ત્યાં જ તમારી વધારે જરૂર છે.'' ઇપ્સિતા બોલી.

રજતે ભૂમિ પર બન્ને પગ ગોઠવતાં બહેનની વાતને ટેકો આપ્યો - ''અને અમે બધા જો અહીં આવીશું તો તમને વધારે ત્રાસ થશે. બાબા! ચાલો પાછા.''

''અહીંથી જ? જરા નહાઓધૂઓ, રાહ જુઓ - ક્યાંકથી પ્રસાદ મોકલશે જગદંબા - પછી શાંતિથી વિચારીશું.''

''લે, જગદંબાએ અમારી સાથે જ ખાવાપીવાનું નહીં મોકલ્યું હોય કંઈ, અંકલ? - ઘણું બધું છે, હજી તો ચાર દિવસ ચાલે એટલું. હવે એક વાત કરો - લૉકિટ તમારે રાખવું છે કે હું જ પહેરી રાખું?'' મિહિકાને તક મળી એટલે એણે બધું એકસાથે કહી નાખ્યું.

''ઠીક છે, નહાઈ તો લો પહેલાં!''

''ને તમે?''

''હું તો નાહ્યો છું.''

''સાધુઅંકલ! મારા બધા ફ્રેન્ડ્ઝ તમારી રાહ જુએ છે. એમને તો આવવું હતું, પણ એક ગાડીમાં કેટલા માય?''

''એક, બે, ત્રણ... મારું ગણિત પહેલેથી જ કાચું છે રજત! તું જ કહે - કેટલા માય?''

''છોડોને આ બધી પંચાત સાધુઅંકલ! તમે અમારી સાથે આવો છો એટલે વાત પૂરી.''

''અરે વાહ! આને કહેવાય દાદાગીરી.'' ઈશાને કહ્યું.

''દાદાગીરી હોય તે, તમે સમજતા કેમ નથી?...

ત્યાર પછીના શબ્દોમાં ઈશાનનું ધ્યાન રહ્યું નહીં, એને આલોકના શબ્દો સંભળાતા હતા...

''તમે કંઈ સમજતા નથી.''

પછી આરતી વેળાએ પ્રગટતી ઝીણી જ્યોત જેવા શબ્દોએ એના મનમાં અજવાળું પાથર્યું... એને લાગ્યું કે એણે જવું જોઈએ.

જે ગુરુના શબ્દો એના મનમાં સદા જીવંત હતા, જે બાંકેબિહારીના વિયોગથી એની આંખોમાંથી અશ્રુધારા વહી હતી અને જે હિમાલયમાં એને અવનવા અનુભવો થયા હતા તે શું સમગ્રપણે નગરનિવાસથી ભૂંસાઈ જશે? એ શું અલ્પજીવી છે?... ના, ઈશાન ગમે ત્યાં જાય, એના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ સાથે જડાઈ ગયેલી આ સ્મૃતિઓ એની પાસે રહેવાની જ છે - તો શા માટે એણે આ એકાંતવાસનો મોહ રાખવો? શા સારુ આ બધાંને નિરાશ કરવાં? સાચા સ્નેહનું પણ કોઈ મૂલ્ય નથી, જીવનમાં?

''વારુ - હું આવું છું તમારી સાથે!'' ઈશાને કહ્યું.

**[સમાપ્ત]**




# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૩

☐ ડૉ. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડૉ. શેફાલી થાણાવાલા

**અમુક તારીખ અને અમુક વાર**

જોગેશ્વરીના શાંત વિસ્તારમાંના એક બિલ્ડિંગમાં પહેલા માળે રાણી રહે છે. એની માએ મને વ્યવસ્થિત સૂચનાઓ આપી રાખેલી. દાદરો ચડીને ઉપર પહોંચ્યો તો દરવાજાની બહારની ગેલેરીમાં મોટી સાઈકલ પર બેસીને એક છોકરી ક્યાંક દૂર તાકી રહી હતી. એકદમ એકીટશે. કોણ જાણે કેમ, પણ મને ખબર પડી ગઈ કે આ જ છે રાણી.

"દેશમુખ ક્યાં રહે છે?" મેં પૂછ્યું. એણે એક દરવાજા તરફ આંગળી ચીંધી.

"અને તું ક્યાં રહે છે?" એણે એ જ દરવાજા તરફ આંગળી ચીંધી.

એના પિતાના મિત્ર તરીકે હું ઘરમાં પ્રવેશ્યો. ધીમે ધીમે અમારી દોસ્તી જામી ગઈ. અમે ચિત્રો દોર્યાં. ગપ્પાં માર્યાં. જોડકણાં બનાવ્યાં.

આ બધું કરતી વખતે હું એને વચ્ચે વચ્ચે સવાલો પૂછતો હતો. એ

પ્રશ્નો સામાન્ય વાતચીતમાં સહજ રીતે ભેળવેલા હતા. પછી રાણી મને એની માંદગી વિશે કહેવા લાગી.

"કાકા, મને ગાડી પરથી ઑપરેશન માટે લઈ ગયા ને, એ પેસેજ લાંબી ખીણ જેવો હતો. મને ફક્ત છત જ દેખાતી હતી..."

"પછી શું થયું?"

"એ ઓરડામાં છે ને, બધા ડૉક્ટરોએ ભૂરા રંગની મૅક્સી પહેરી હતી અને ટોપી પણ.. અને મોઢાં પર તો, ડાકુ જેવું કપડું બાંધેલું..."

છેલ્લું વાક્ય બોલતી વખતનો રાણીનો ચહેરો હું ભૂલી નહીં શકું. ડોક્ટરો પ્રત્યેનો એનો રોષ, ઘૃણા, એ બધું જ આ એક વાક્યમાં સમાયેલું હતું.

વી ટેક લિટલ ચિલ્ડ્રન સો મચ ફોર ગ્રાન્ટેડ! શસ્ત્રક્રિયા એ એમના નાનકડા વિશ્વમાં કેટલી બધી મહત્ત્વની ઘટના છે! પણ આ ઘટના માટે આ બાળકોને વિશ્વાસમાં લઈને એમની સાથે મસ્ત દોસ્તી કરવાની કાળજી કેટલા ડૉક્ટર લે છે?

"કાકા, તમને એક મજ્જાની વાત કહું? બેડકાર નામના એક ડૉક્ટર હતા હૉસ્પિટલમાં. હું મનમાં એમને હંમેશાં 'એય, બેડેકર અથાણાં મસાલા' કહીને જ બોલાવતી... અને બીજા એક હતા ને, કે. આર. ચંદ્રન નામના, એમને ગુડ મોર્નિંગ કહીને હું મનમાં કહું, "એ કરમચંદ, ગાજર ખાવા જા..."

રાણી એકદમ દિલ ખોલીને વાતો કરી રહી હતી...

"ઈસીજી લેવાવાળા ડૉક્ટર એમાં ને એમાં સારા, પણ સોય ભોંકવાવાળા બહુ ખરાબ..."

"કેમ?" મેં પૂછ્યું.

"કેમ કે એ પરવાનગી લીધા વગર જ સોય ફટાક કરતી ખોસી દે, કાં તો 'એક સોય લાગશે હં' એવું મનમાં ને મનમાં જ બોલે..."

હું હસી પડ્યો. એટલામાં જ એ સ્ટેથોસ્કોપ લઈ આવી. એની માંદગી વખતે એના પિતાએ એ ઘરે જ લાવીને રાખ્યું હતું. પછી એણે મને "શ્વાસ લો.." એમ કહીને તપાસ્યો...

"અમે તો ઢીંગલીને તપાસતી વખતે પણ કેટલી વાતો કરીએ અને એની સાથે ગપ્પાં પણ મારીએ. સાચા ડૉક્ટર એવું કેમ નથી કરતા?" એણે પૂછ્યું.

"પૂછવું પડશે ડૉક્ટર લોકોને," મેં કહ્યું. અમારી આવી ઘણી વાતો થઈ. એનો ચીડિયો થઈ ગયેલો સ્વભાવ, એનો ભય, એ ભયની એના શરીર અને મન પર થયેલી અસર, આ બધાં વિશે આપણને આશ્ચર્ય થાય એટલી સ્પષ્ટતાથી એ બોલી રહી હતી. મને આવજો કહેવા એ દાદરો ઊતરીને મુખ્ય દ્વાર સુધી આવી. મેં એને ધીમે રહીને ઊંચકી લીધી, તો એ હસી. એને વહાલભર્યું ચુંબન કર્યું. ભવિષ્યમાં એને ખબર પડશે કે હું ડૉક્ટર છું, પણ

ત્યારે એને માટે હું ડૉક્ટર કરતાં કાકા વધારે હોઈશ.

સાંજે કન્સલ્ટિંગમાં આવ્યો તો એક ચોકલેટનું બૉક્સ અને ગ્રીટિંગ કાર્ડ કોઈકે મૂક્યું હતું, સાથે જ એક ચિઠ્ઠી હતી. જેની સાક્ષી માટે હું ગયો હતો એ કેસની 'આરોપી' નિર્દોષ છૂટી ગઈ હતી. મોતનું કારણ આત્મહત્યા હોવાનું કોર્ટે માન્ય કર્યું હતું... 'થેન્ક યુ' કાર્ડ પરનું વાક્ય હતું 'થેન્ક યુ ફોર બીઇંગ ધેર વ્હેન વી નીડેડ યુ મોસ્ટ'..

**અમુક તારીખ અને અમુક વાર**

આજે એને ઓળખવાનું મારા માટે મુશ્કેલ હતું. સરસ ઇસ્ત્રી કરેલાં વસ્ત્રો, ચકાચક દાઢી અને ઊપસેલા ગાલ. એની આંખોમાં એક ચમક હતી. એણે આવીને મારી સાથે હાથ મિલાવ્યા. એ હાથની પકડ પણ કેટલી મજબૂત હતી! એની પાછળ ઊભેલી એની માના હસતા ચહેરા પરનાં આનંદાશ્રુ છુપાતાં નહોતાં.

"પરમ દિવસે જ છૂટ્યો, ડૉક્ટર..." તેણે કહ્યું.

ચાર મહિના પહેલાં તે પ્રથમ વાર ઓપીડીમાં આવ્યો હતો. એકલો જ. નિરાશ, વધેલી દાઢીવાળો, જાણે હાડકાંનું માળખું. તે વખતે એના બાહ્ય દેખાવ પરથી એના વિશે કોઈ પણ જાતનું અનુમાન બાંધવું મુશ્કેલ હતું. ખરેખર તો એ એક સારા, પાપભીરુ, સાદા ઘરનો છોકરો હતો. ચરસના વ્યસનની શરૂઆત થયા પછી એનો અને ઘરના વાતાવરણનો સંબંધ ફક્ત નામ પૂરતો જ રહ્યો હતો. ચરસ મેળવવા માટે તે કોઈ પણ હદે જતો. રસ્તાના કિનારે ઊભેલાં વાહનોનાં પાર્ટ્સની ચોરી કરતો. લબાડી, લોકોને ઠગવાનું, કંઈ પણ કરતો. એ દિવસે એના ભટકેલ આયુષ્યમાં એક ક્ષણ એવી આવી કે એ પોતાની મેળે જ ટ્રીટમેન્ટ માટે આવ્યો. હોસ્પિટલમાંથી દવાઓ લઈને નીકળ્યો તે ચાર દિવસ પછી સીધો ઍડ્મિટ થવા માટે જ...

અને એ જ સાંજે પોલીસે તેને પકડ્યો. પકડીને લૉકઅપમાં મૂક્યો. એનો એક મિત્ર સેવાદળમાં કાર્યકર્તા છે. તેણે આ બાબતમાં હસ્તક્ષેપ કરવાનું નક્કી કર્યું. થોડાક દિવસ પછી તે મને મળ્યો. મને કહે,

"ડૉક્ટર, તમે તેને મળવા લૉકઅપમાં આવશો?"

પછી એક દિવસ તેની વૃદ્ધ માને લઈને અમે પોલીસ સ્ટેશનની એ ઇમારતમાં પ્રવેશ્યાં. પોલીસો સારા હતા. ઇન્સ્પેક્ટરે તેને લૉકઅપમાંથી બોલાવ્યો. તેને લૉકઅપમાં નિયમિત રીતે દવાઓ મળતી હતી. તેની મા તેને માટે ખાવાનું બનાવી લઈ જતી. એને ઘરનું ખાવાનું મળે એની પણ પરવાનગી હતી. ઇન્સ્પેક્ટરો પણ તેને બોલાવી, તેની સાથે ગપાટા હાંકતા.

આમ ને આમ ત્રણ-ચાર મહિના પસાર થઈ ગયા. કોર્ટમાં તેની પર કેસિસ ચાલ્યા. એણે પોતાના બધા જ ગુના કબૂલ કર્યા.

આ બધું જ ચરસની અસર હેઠળ કર્યાનું પણ કબૂલ્યું. કોર્ટે પણ તેને ઓછામાં ઓછી સજા ફરમાવી. એમાંની મોટા ભાગની સજા લૉકઅપમાં 'કૉમ્પંસેટ' થઈ જાય એવી તજવીજ પણ કરી. એને કારણે તે એક મહિનામાં જ લૉકઅપમાંથી બહાર આવી ગયો. હવે તે ઔરંગાબાદ જઈ રહ્યો હતો, એની બહેનને ત્યાં જઈ એક નવી જિંદગીની શરૂઆત કરવા. સેવાદળના એના એ મિત્રની પણ કમાલ! એણે પણ પોતાના આ દોસ્ત માટે ઘણાં પગથિયાં ઘસ્યાં હતાં. પેશન્ટની માએ મને પેંડા આપ્યા. ઓપીડીમાં બધાને પેંડા વહેંચ્યા. ખૂબ સારું લાગ્યું.

**વાર અમુક, તારીખ અમુક**

આજનો દિવસ ખૂબ ભાગદોડનો હતો. આલ્કોહોલિઝમનો શિકાર એવા એક દર્દીને મળવા હું તેની ઑફિસમાં ગયો. આ દર્દીના ડૉક્ટર તેમ જ તેના કુટુંબીજનોએ તેને ઉપચાર માટે લાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ વ્યર્થ. છેવટે તેના 'લંચ ટાઈમ'માં હું જ તેની ઑફિસમાં જઈને ટપકીશ એવું નક્કી કર્યું. આમાં પાછી એક મજાની વાત હતી. એ ઑફિસનો 'સુપ્રીમ બૉસ' એક સારો થયેલો ભૂતપૂર્વ શરાબી છે. હાલમાં તે 'આલ્કોહોલિક ઍનોનીમસ' તરીકે કાર્યરત છે. મારી 'વિઝિટ' વિશે મેં તેને પૂર્વ જાણકારી આપી હતી. સગવડ માટે હું એ દર્દીને પ્રદીપ કહીશ. તો હું પ્રદીપના ટેબલ પર જઈને બેઠો. "હેલો, હું ડૉ. આનંદ..." એમ વાતચીતની શરૂઆત કરતાં જ પ્રદીપ ખુરશીમાં જકડાઈ ગયો. આમ 'મોહમ્મદ પર્વત પાસે અને પર્વત મોહમ્મદ પાસે' એવી પરિસ્થિતિની તેણે કલ્પના પણ નહીં કરી હોય. ડૉક્ટર પાસે ન જવાની તેની જીદ કોણ જાણે કેમ પણ છેવટે ઓગળી જ ગઈ. પછી મને કહે, "ડૉક્ટર, તમે મારા માટે આટલી તકલીફ લો છો તો મારે પણ કંઈક તો કરવું જ જોઈએ. ખરેખર તો મને પણ મારો પ્રૉબ્લેમ સમજાય છે પણ શું હું દારૂ છોડી શકીશ?"

મેં કહ્યું,"કેમ નહીં?.. બૉસનો છૂટ્યો જ ને?"

એણે કહ્યું,"મેં સાંભળ્યું તો છે તેના વિશે..."

મેં કહ્યું,"ઇન્ટરકૉમ પરથી બૉસને નંબર લગાવ."

એ ગભરાયો. "મેં તો એમની સાથે ક્યારેય વાત પણ નથી કરી. આટલા મોટા ઓર્ગેનાઇઝેશનમાં..." એણે ડરતાં ડરતાં ફોન લગાડ્યો. બૉસે તેની સાથે એકવચનમાં વાત કરી. મને અને પ્રદીપને તરત જ બૉસની કેબિનમાં બોલાવવામાં આવ્યા. આમ જોઈએ તો પ્રદીપ તત્પૂરતો ડઘાઈ ગયો હતો, પરંતુ આજે તેને ઊભા રહેવા માટે પ્રચંડ ઊર્જા મળી હતી. બૉસે બધી જ જાતનો સહકાર આપવાનું વચન આપ્યું. પ્રદીપે 'કંસલ્ટિંગ' માટે આવવાનું વચન આપ્યું. હું અત્યંત કૃતજ્ઞતા અનુભવતો બહાર નીકળ્યો.

બપોરે હિંદુ કૉલોનીમાં રહેતા સુધાકરના ઘરે ગયો. કારણ કંઈ જ નહોતું. ઘણા દિવસથી તેનાં મા-બાપ બોલાવતાં હતાં. સુધાકર 'સ્કિઝોફ્રેનિયા'નો શિકાર થયો અને ત્યાર બાદ એની અસર હેઠળ જ ઘર બહાર નીકળી ગયો. એ એક ઉત્તમ નોકરી કરતો હતો, પરંતુ ત્યાં પણ તે અનિયમિત રીતે જવા લાગ્યો. ક્યારેક એકલો જ કોઈ હોટલમાં જઈને રહેતો. રસ્તા પર ભટક્યા કરતો. વધેલી દાઢી, ચીંથરેહાલ કપડાં! છેવટે તેના કેટલાક મિત્રો અને તેના ભાઈએ તેને સુધારવાનું નક્કી કર્યું. એક દિવસ સવારના અમે ગાડી લઈને એ હોટેલ પર ગયા. અતિશય એક્સાઈટ થયેલા સુધાકરને રીતસર પકડીને ઇન્જેક્શન આપ્યાં અને હૉસ્પિટલમાં લઈ આવ્યા. ત્રણ અઠવાડિયાં હૉસ્પિટલમાં રહ્યા બાદ સુધાકર એટલો બદલાઈ ગયો કે અમે ડૉક્ટરો પણ આશ્ચર્યચકિત થઈ ગયા. સફાચટ દાઢીમાં, લેંઘો-ઝભ્ભો પહેરેલો સુધાકર ફરી રાજકુમાર જેવો લાગવા માંડ્યો હતો. પછી તેને ફરી નોકરી પર લેવા માટે પત્રોનો મારો ચલાવ્યો. એની કંપનીના મેડિકલ ઑફિસર, પર્સનલ મેનેજર, આ બધા સાથે ફોન પર વાત કરી. આ બધાય સમય દરમ્યાન ગણેશને એના 'કંપેનિયન' તરીકે નીમ્યો હતો. ગણેશ પણ 'સ્કિઝોફ્રેનિયા' બીમારીમાંથી સાજો થયેલો દર્દી છે. એ બીજા પેશન્ટની ખૂબ આત્મીયતાથી કાળજી રાખે છે. કેટલાક દિવસ પછી એણે પાશ્ચાત્ય દેશોમાંની 'સ્કિઝોફ્રેનિયા એનોનીમસ' નામની સંસ્થા વિશે વાંચ્યું. એ એક સાજા થયેલા દર્દીઓની સંસ્થા છે. આપણે આવું કંઈક મુંબઈમાં ચાલુ કરીએ એવું ગણેશ મને કહ્યા કરતો હોય છે. ખરેખર તો એની જરૂર છે જ. ક્ષય રોગ અને સ્કિઝોફ્રેનિયાના 'લાઇફ ટાઇમ ઇન્સીડંસ' આપણી કુલ વસ્તીના એક ટકા જેટલા છે. પણ સ્કિઝોફ્રેનિયા થયેલા દર્દીઓના પુનર્વસન માટે શી વ્યવસ્થા છે?... તો કે શૂન્ય!

**વાર અમુક, તારીખ અમુક**

આજે નિશીત અને તેની મા મળવા આવ્યાં હતાં. નિશીતે ફરી શાળાએ જવાનું ચાલુ કર્યું છે એવી ખુશખબર લઈને. નિશીતને 'લ્યુકેમિયા' થયો હતો. એ વખતે એ માનસિક રીતે ખૂબ હતાશ થઈ ગયો હતો. રેડિયોથેરાપી, કેમોથેરાપીની ખૂબ સાઈડ ઇફેક્ટસ્ થતી. ઘરમાં બધાં જ ઉદાસ ચહેરે ફરતાં. નિશીત માટે તે ક્યારેક એટલું અસહ્ય થઈ જતું કે તે મોટે મોટેથી રાડો પાડતો. ક્યારેક વસ્તુઓનો છૂટો ઘા કરતો.

મારી અને નિશીતની પહેલી મુલાકાત મને હજુ યાદ છે. તે વખતે એ નવ વર્ષનો હતો. તેની ધારદાર નજરથી તેણે મને એક જ પ્રશ્ન પૂછ્યો હતો, "વ્હાય મી?... મને જ આ બીમારી કેમ?"

ધીમે ધીમે અમારી વચ્ચે સારી મિત્રતા થઈ ગઈ. એનું આખુંય કુટુંબ મારું મિત્ર થઈ ગયું હતું. નિશીત જેવા ઘણાં બાળકો

છે. જેમને 'લ્યુકેમિયા'નો ઉપચાર મળે છે, પણ આ માંદગીનો ઉપચાર કંઈ એટલે સુધી જ મર્યાદિત નથી હોતો. આ બાળકોના અનેક માનસિક પ્રશ્નોને ઉકેલવા પડે છે. બાળકો તેમ જ તેમના કુટુંબીઓના માનસિક તણાવ કઈ રીતે ઓછા કરવા એ તેમને શીખવવું પડતું હોય છે. કુટુંબમાંના સંવાદના તાંતણાને વધુ મજબૂત કરવા પડે છે. ખરેખર તો ટાટા હોસ્પિટલ જેવા મોટા રુગ્ણાલયમાં સાઇકિએટ્રીનો વિભાગ હોવો એ ખૂબ મહત્ત્વનું છે. કેન્સર જેવી બીમારી શરીરની સાથોસાથ મનને પણ ઉદ્ધ્વસ્ત કરી નાખે છે.

આવાં તો કંઈ કેટલાંય આહ્‌વાન છે આ શાસ્ત્ર સામે. તમે જેમ જેમ આ શાસ્ત્રના ઊંડાણમાં જાઓ, તેમ તેમ તેમાં રહેલી શક્યતાઓ અને મર્યાદાઓ બન્નેની જાણ થવા લાગે.

મેં જ્યારે સાઇકિએટ્રીમાં એમ. ડી. કરવાનું નક્કી કર્યું ત્યારે એક મોટા ડૉક્ટરે મને કહ્યું હતું, "એના કરતાં પીડિયાટ્રિક્સ અથવા તો મેડિસિન કેમ નથી લેતો?"

મેં પૂછ્યું હતું,"કેમ?"

ત્યારે તેમણે કહ્યું, "બિકોઝ સાઇકિએટ્રી ઇઝ અ હાફ સાયન્સ..."

હમણાંથી મને તેમનું કહેલું સંપૂર્ણપણે સત્ય લાગે છે. સાઇકિએટ્રી ઇઝ ઇન્ડીડ એ હાફ સાયન્સ. ધ અધર હાફ બીઇંગ - 'આર્ટ'. શાસ્ત્ર અને કલાનો આટલો સુંદર સમન્વય બીજે ક્યાં મળે?

ગઈ કાલે જ થાણાની મૅન્ટલ હૉસ્પિટલમાં કોઈક કામ માટે ગયો હતો. ત્યાં કામ કરતા એક ડૉક્ટર સાથે ગપાટા હાંકી, ગેટની બહાર નીકળ્યો. મૅન્ટલ હૉસ્પિટલનો દરવાજો એકાદી જેલના દરવાજા જેવો છે. આજુબાજુ ઊંચી, કાળમીંઢ દીવાલો છે. ગેટની સામે જ હવે મોટી સોસાયટીઓની ઇમારતો બંધાઈ રહી છે. એક જમાનામાં એકદમ ગામની બહાર, એકાકી વિસ્તારમાં આવેલ હૉસ્પિટલ હવે રીતસર વસ્તીની વચ્ચોવચ આવી ગઈ છે.

"મેન્ટલ હૉસ્પિટલની નજીકમાં જ હોવા છતાંય આ જગ્યાના ભાવ એટલા જ છે. સમાજ નજીક આવી રહ્યો છે," એક મિત્રએ કહ્યું.

"જે દિવસે આ કાળમીંઢ દીવાલો તૂટશે એ દિવસે એવું કહી શકાશે...", હું રિક્ષામાં બેસતાં બોલ્યો.

વરસાદનું જોર વધી રહ્યું હતું અને કાળમીંઢ દીવાલોના પથ્થરોમાંથી ફૂટી નીકળેલી કૂંપળો આશાનાં કિરણોમાં ચમકી રહી હતી.

**આજની તારીખે:** ભારતમાં મનોચિકિત્સકોની સંખ્યા વધીને નવ હજાર સુધી પહોંચી ગઈ છે. પણ દેશની વસ્તીનો આંક પણ ૧૩૫ કરોડને પાર કરી ગયો છે. મૅન્ટલ હેલ્થ ઍક્ટ હવે કાયદો બની ગયો છે પણ તેનો અમલ કરવામાં હજુ ઘણી ખામીઓ છે.

- લેખક



# સુગંધનું સરનામું

☐ નીતિ દવે

**સુ**ગંધનું સરનામું, કવિએ લખેલા કાવ્યના શીર્ષક જેવા આ શબ્દો મને એટલા માટે યાદ આવ્યા કારણ કે હું ખરેખર સુગંધનું સરનામું શોધી રહી હતી. મોર્નિંગ વોકનો મારો જે રોજિંદો રસ્તો હતો ત્યાં સમારકામ ચાલતું હતું. મોટાં મોટાં પીપડાં અને રસ્સી વડે આડશ ઊભી કરીને ''કામ ચાલુ, રસ્તો બંધ''ના પાટિયાં લગાવેલાં હતાં એટલે ત્યાંથી પાછી વળીને હું બીજા રસ્તે ચાલી. મને ઘણીવાર થાય છે કે ઈશ્વર આપણાં રોજિંદા જીવનને એકધારું અને નીરસ બનવા નથી દેતો. કંઈકને કંઈક રસનાં છાંટણાં છાંટી જ દે છે! નહીં તો શા માટે એ દિવસે મારે નવો રસ્તો લેવાના સંજોગો ઊભા થાય! અને એ રસ્તે આગળ ચાલતાં એક વળાંક પર મારી નાસિકા મીઠી અને માદક સુવાસથી ભરાઈ જાય! સુવાસ પરિચિત

લાગી. પહેલાં પણ આ સુવાસ માણી છે પણ યાદ ના આવ્યું કે કયાં પુષ્પની છે. રજનીગંધા? ના, આસપાસ ક્યાંય કોઈ ફૂલોની દુકાન નહોતી કે કોઈ બગીચો પણ નહોતો. તો પછી શાની સુગંધ છે? કઈ બાજુથી આવે છે? મેં ઊંડા શ્વાસ લીધા કે જેથી ખબર પડે કઈ દિશામાંથી આવે છે. બરાબર સમજાયું નહીં. વળાંક પર બે રસ્તા ફંટાતા હતા. કયા રસ્તે સુગંધનું સરનામું મળશે? મને હસવું આવ્યું, મારે હવે શ્વાનની જેમ સૂંઘીને પગલાં ભરવાનાં હતાં! શ્વાન જેવી તીવ્ર ઘ્રાણેન્દ્રિય તો હતી નહીં પણ તોય એક રસ્તો મેં પસંદ કર્યો. થોડું જ આગળ ચાલી અને આ હા હા...! રસ્તાની ધારે અને ફૂટપાથ પર શ્વેત પુષ્પોની ચાદર બિછાઈ ગઈ હતી અને ચારેકોર સુગંધ સુગંધ! ઉપર નજર કરી તો હરિયાળા વૃક્ષ પર ફૂલોથી લચી પડેલી ડાળીઓ! બુચનાં ફૂલો. મને હવે યાદ આવી ગઈ તેની સુવાસ! લાંબી પાતળી દાંડી અને તેના પર પાંચ શ્વેત પાંખડી. તેની સુવાસ દૂરથી આકર્ષિત કરે. ઊંચું ઘટાદાર વૃક્ષ, તેના પર તોરણની જેમ લટકતાં લાંબી દાંડીવાળાં શ્વેત પુષ્પો. એટલે જ મરાઠીમાં તેને 'લટક ચાંદની' જેવું કાવ્યાત્મક નામ મળ્યું હશે. આમ તો તેનાં ઘણાં નામ છે. દક્ષિણ એશિયા અને અગ્નિ એશિયાના દેશોમાં આ વૃક્ષ થાય છે એટલે જુદા જુદા પ્રદેશમાં અલગ અલગ નામ. સમગ્ર ભારતમાં એ જોવા મળે છે તેથી ભારતની જુદી જુદી ભાષામાં તે અલગ નામે ઓળખાય છે. હિન્દીમાં આકાશનીમ કે આકાશચમેલી, તમિલમાં આકાશમલ્લી અને બંગાળીમાં સીતાહાર જેવા સુંદર નામ મળ્યાં છે. વનવાસ દરમિયાન સીતાજી પુષ્પોનો શણગાર કરતાં હશે એટલે આ પુષ્પને સીતાહાર કહેતાં હશે? આ વૃક્ષનું લાકડું શીશીનાં બુચ બનાવવામાં વપરાય છે તેને કારણે બુચનું વૃક્ષ તેવી સર્વસામાન્ય ઓળખ મળી છે. અંગ્રેજીમાં પણ તેને ઇન્ડિયન કોર્ક ટ્રી કહેવાય છે. સાથે સાથે સ્કાય જાસ્મીન એવું સુગંધીદાર નામ મળ્યું છે. તેનું વૈજ્ઞાનિક નામ Millingtonia hortensis છે. 18મી સદીના અંગ્રેજ વનસ્પતિશાસ્ત્રી થોમસ મિલિન્ગ્ટનના સન્માનમાં Millingtonia નામ મળ્યું છે અને hortensis લેટિન ભાષાના શબ્દનો અર્થ થાય છે ઉદ્યાન વિષયક. આ વૃક્ષો ઉદ્યાનને અનુરૂપ સુંદરતા અને સુવાસ આપે છે. બાગ-બગીચામાં રસ્તાની બંને ધાર પર ઉછેરીને છત્રીની જેમ ઉપયોગમાં લેવામાં આવે છે. આ વૃક્ષના નામ પરથી લખનઉમાં મિલિન્ગ્ટોનિઆ એવન્યુ આવેલ છે.

ઓક્ટોબર-નવેમ્બર મહિના દરમિયાન આ વૃક્ષ પર ફૂલો આવે છે. વહેલી સવારમાં વૃક્ષ પરથી ટપ ટપ કરતાં ફૂલો ખરે છે અને નીચે જમીન પર તેની બિછાત બની જાય છે. તેની સુવાસ વાયરા સાથે વહેતી થાય છે. કોઈ અરસિક માણસ પણ તેની સુવાસથી વણસ્પર્શ્યો રહી

ના શકે! હવામાં ઝૂલતી ડાળીઓ પર લટકતાં તોરણ જેવાં ફૂલો આપણું મન મોહી લે અને નીચે પથરાયેલાં ફૂલો તો તેના કમનીય આકાર તેમ જ મીઠી સુવાસથી આખો દિવસ રાહદારીઓને આકર્ષ્યા કરે. સુગંધનું સરનામું મળી ગયા પછી મેં આ સુગંધને ગુંજે ભરવાની ચેષ્ટા કરી. ફૂટપાથ પર ખરી પડેલાં ફૂલોને હું વીણી રહી હતી ત્યાં એક યુવાન નાનકડી બાળકીને લઈને ચાલતો ચાલતો નીકળ્યો. કદાચ તે યુવાનની પુત્રી હશે. તે યુવાને પણ થોડાં ફૂલો વીણીને ખોબામાં ભર્યાં. પેલી નાની છોકરી વિસ્મયથી ફૂલોને નિહાળી રહી હતી. ''જો બેટા, કેવી સરસ સુગંધ છે ને!'' યુવાને ખોબો દીકરીના નાક પાસે ધર્યો. દીકરીનો ચહેરો પેલાં ફૂલોની જેમ ખીલી ઊઠ્યો. અચાનક યુવાનને શું સૂઝ્યું તે એણે ખોબામાંથી બે ફૂલ લઈને બાળકીના એક કાન પાછળ ભરાવ્યાં અને બીજાં બે ફૂલો બીજા કાન પાછળ. ફૂલોની દાંડી લાંબી હોવાને કારણે એ નાની ઢીંગલીના કાન પાછળ બરાબર ગોઠવાઈ ગયાં. બેય કાન પર બબ્બે ફૂલો સાથે બાળકી એવી મજાની લાગી રહી હતી! મીઠી સુવાસ, કોમળ ફૂલોનો સ્પર્શ અને બાળકીના હોઠ તો મલક મલક! યુવાને પોતાનો મોબાઈલ ફોન કાઢ્યો, ''ચાલ, આપણે તારો ફોટો લઈએ, મમ્મીને બતાવીશું!'' અવિવેક લાગે છતાં હું એ બંનેને જોઈ રહી હતી. મોબાઈલની સ્ક્રીન પર બાળકીના ચહેરાનો ક્લોઝઅપ ચમક્યો. બુચના ફૂલોને તો ખબર પણ નહીં હોય કે તેમના લીધે બાળકી કેટલી પ્રસન્ન હતી! આવા તો અનેક લોકોની પ્રસન્નતાનું કારણ છે આ વૃક્ષ.

ફૂલોની ઋતુ ના હોય ત્યારે પણ આ વૃક્ષ તેની હરિયાળી ઘટા અને પર્ણોની છટાને લીધે સુંદર જ લાગે છે. કીટકો તો તેનાં પુષ્પોથી આકર્ષાય જ છે પરંતુ તેની ઊંચાઈ અને ઘટાદાર ડાળીઓને કારણે સમડી અને ગરુડ જેવાં પક્ષી પણ માળા બનાવવા માટે પસંદ કરે છે. આ વૃક્ષના થડની છાલ ઔષધીય ગુણ ધરાવે છે. શ્વાસના રોગોના ઉપચાર માટે તેનો ઉપયોગ થાય છે. સૌથી વધુ ઉપયોગ તો બાગ-બગીચાની સુંદરતા વધારવા માટે થાય છે. આ વૃક્ષને ઊગાડવું સહેલું છે. એક વૃક્ષમાંથી નાના નાના છોડ ફૂટી નીકળે છે તેને બીજે વાવી શકાય છે. આ ઉપરાંત કલમ કરીને પણ ઉછેરી શકાય છે.

બુચની સુંદરતાની ચરમ સીમા માણવી હોય તો પૂનમની રાતે એ રસ્તા પર લટાર મારવા નીકળવું જોઈએ જ્યાં એ વૃક્ષ પર શ્વેત પુષ્પોનાં ઝૂમખાં ઝૂલી રહ્યાં હોય. રૂપેરી ચાંદનીમાં ચમકતાં શ્વેત પુષ્પો ધીરે ધીરે ખીલી રહ્યાં હોય, રાતનું મૌન અને ચાંદનીનો ઉન્માદ. ''લટક ચાંદની''નો અર્થ ત્યારે સમજાય!





ઘનશ્યામ દેસાઈ

# કેમ સખી ચીંધવો પવનને-૪૬

## ☐ અનિલ રમાનાથ જોશી

**એ** દિવસોમાં ઘનશ્યામ દેસાઈએ "નવનીત-સમર્પણ" માટે નિબંધો લખાવવાની જીદ પકડી. ઘનશ્યામ કહે: ''તમે નિબંધ લખોને!'' હું હબકી ગયો. મેં કીધું : ''યાર, હું બહુ આળસુ માણસ છું. લાંબું લખવાની મને ફાવટ નથી, પ્રયત્ન કરીશ.'' એ પછી એક નિબંધ ઘનશ્યામને મોકલી આપ્યો. નિબંધ પ્રસિદ્ધ થયો કે તરત સુરેશ દલાલનો મને ફોન આવ્યો, ''અદ્‌ભુત નિબંધ છે. લખવાનું ચાલુ રાખજે'' પછી તો નિબંધ લખવાનો સિલસિલો શરૂ થઈ ગયો. હરીન્દ્ર દવે એ વખતે "જન્મભૂમિ"ના તંત્રી હતા. એમના પણ ફોન આવવા શરૂ થઈ ગયા. રવિવારના "જન્મભૂમિ" માટે ખાસ આગ્રહ કરીને મારી પાસે કોલમરૂપે નિબંધો લખાવ્યા. એ દિવસોમાં હું કવિતા સાવ ભૂલી ગયો હતો. એ પછી સુરેશ દલાલે ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા મારો પ્રથમ નિબંધસંગ્રહ પ્રસિદ્ધ કર્યો હતો. આટલી પૂર્વભૂમિકા આપ્યા પછી હવે દૃશ્ય બદલાય છે.

સાંજનો સમય છે. હું પગ મોકળો કરવા ખારથી ચાલતો ચાલતો સાંતાક્રુઝ દોસ્ત ચંદ્રકાન્ત શાહને ઘેર પહોંચું છું. ચંદ્રકાન્ત મારો જિગરી દોસ્ત યુસિસમાં નોકરી કરે. પુસ્તકોનો ભારે રસિયો, ચંદ્રકાન્ત ખૂબ જ વ્યવસ્થિત વ્યક્તિ અને હું સાવ રેડભફેડ ખાનાબદોશ માણસ છતાં અમારી કેમિસ્ટ્રી બહુ જામી ગઈ હતી. એ દિવસોમાં મારા દિમાગમાં એક શૂન્યતા હતી. નામજપ તરફ મારી ગતિ શરૂ થઈ હતી ચંદ્રકાન્તને મેં કીધું: ''યાર, ક્યાંય મન લાગતું નથી. બધું જ છોડી દેવાની ઇચ્છા તીવ્ર બની છે. ગોંડલ જાવું છે.'' ચંદ્રકાન્ત સાથે ચા અને ભાવનગરી ગાંઠિયા સાથે અમારી આવી બધી વાતો ચાલી રહી છે. જિંદગી એની ગતિમાં ચાલી રહી છે. એ દિવસોમાં મોબાઈલ નહોતા. એવામાં "સમકાલીન" અખબારના તંત્રી હસમુખ ગાંધીનો ટેલિફોન આવ્યો, ચંદ્રકાન્તે ફોન લીધો અને હસમુખ ગાંધીએ ન્યુઝ આપ્યા: ''દિલ્હી સાહિત્ય અકાદમીના એવોર્ડ આજે જાહેર થયા છે એમાં અનિલ જોશીના સ્ટેચ્યુ નિબંધસંગ્રહને એવોર્ડ મળ્યો છે.'' આ ન્યુઝ સાંભળીને ચંદ્રકાન્ત તો ઊછળી પડ્યો, બધું એટલું ઝડપથી બની ગયું કે મને કાંઈ સમજાયું નહીં. હું સીધો ઘેર પહોંચી ગયો અને અખબારોના ટેલિફોનનો વરસાદ, "પ્રતિભાવ આપો." એ દિવસોમાં સાહિત્ય એકેડેમીના એવોર્ડને અમારા મુંબઈમાં બહુ પ્રસિદ્ધિ મળતી હતી. બીજે દિવસે હસમુખ ગાંધીએ આખું પાનું ભરીને "સ્ટેચ્યુ" નિબંધો ઉપર લેખ લખ્યો. મુંબઈનાં અખબારોએ જાણે સહુને સ્ટેચ્યુ કહી દીધું. ઘનશ્યામ તો ખુશખુશાલ, હરીન્દ્ર, સુરેશ પણ રાજીના રેડ થઈ ગયા.

મને એવોર્ડ મળે એનાથી સહુ રાજી થાય એવું તો ના બને, ઘણા અધ્યાપકોએ વિપરીત પ્રત્યાઘાતો આપતાં ચર્ચાપત્રો લખ્યાં: "આવી ચોપડીને અકાદમી એવોર્ડ? આ નિબંધોમાં અનુભૂતિની સચ્ચાઈ નથી." પરંતુ પાછળથી મને એ પણ સમજાયું કે અધ્યાપકોના એક વર્ગને સુરેશ દલાલ એવોર્ડ પસંદગી સમિતિના અધ્યક્ષ હતા એની સામે જ વાંધો હતો. એનો બધો રોષ ''સ્ટેચ્યુ'' પર ઉતાર્યો હતો. એની વે, એ પછી મરાઠી અને અંગ્રેજી અખબારોએ પાનું ભરીને લેખો લખ્યા હતા. મહારાષ્ટ્ર ટાઈમ્સમાં "કાબરી" નિબંધનો અનુવાદ પ્રસિદ્ધ થયો. "ટાઈમ્સ ઓફ ઇન્ડિયા" એ પણ મારી તસવીર સાથે પાનું ભરીને "સ્ટેચ્યુ"નો રીવ્યુ કર્યો. ભારતીય વિદ્યા ભવનના હોમી દસ્તુરજીએ "કાબરી" નિબંધ ઉપર લેખ લખ્યો. આવું બધું લખીને હું આત્મપ્રશંસા નથી કરતો પણ એ કહેવા માગું છું, કોઈ પણ કૃતિનો સાચો વિવેચક તો સમય જ હોય છે. એનો અનુભવ આપ સહુની સાથે શેર કરું છું. આ બધી વાતોને હાંસિયામાં

મૂકીને મારે "સ્ટેચ્યુ"માં મૂકેલા "કાબરી" નિબંધની પ્રક્રિયા વિષે વાત કરવી છે. કાબરી નામે એક ગાય વિષે એ નિબંધ છે. ગાય વિષે જાણવાની મને બહુ ઉત્સુકતા બચપણથી જ રહેતી હતી. "કાબરી" નિબંધ મેં પૂરો કર્યો ત્યારે મને ઘાસ ખાવાની બહુ ઇચ્છા થઈ હતી. એ વાત મેં ઘનશ્યામને કહી હતી. ગાય વિષે મકરન્દ અને ભાઈની સંગતિમાં જે જાણ્યું હતું એ બધું મારા લોહીમાં હજીયે ફરે છે.  મને ગાય વિશેની વાતોમાં બહુ રસ પડ્યો કારણકે ગોંડલમાં અમારે ઘેર ત્રણ ગાયો ફળિયામાં રહેતી હતી. એક રાતી ગાય, બીજી મૂંજી ગાય અને ત્રીજી કાબરી ગાય. કાબરી ગાય વિષે મેં એક નિબંધ પણ લખ્યો છે જે આજે પણ ગુજરાતનાં પાઠ્યપુસ્તકોમાં વિદ્યાર્થીઓને ભણાવાય છે. મિથ ક્યારેય મરતું નથી. મિથ લોકમાનસમાં સૂતેલું પડ્યું જ હોય છે. અગાઉ મેં કહ્યું કે બ્રાઝિલિયનોને આકાશમાં ઊડતી ગાય દેખાય છે એનો પડઘો ગોરખનાથની વાણીમાં પડતો દેખાય છે. ગોરખનાથ કહે છે: "ગગનમંડળમાં ગાય વિયાઈ, કાગદ દહીં જમાયા, છાછી છાણી પંડિતા પીનહીં સિદ્ધા માખન ખાયા.'' અર્થાત્ ગગનમંડળમાં પરાવાણી પ્રગટી, યોગીજનોએ એને શબ્દસ્થ કરી, પંડિતોએ વાક-ધેનુના શબ્દાર્થો-અલંકારો વિવિધ રસોની પિંજણમાં પડી છાશ પીધી અને સિદ્ધોએ અનુભવનું માખણ આરોગી લીધું. અહીં તમે જુઓ કે "વાક-ધેનુ" શબ્દ કોઈ નથી જાણતું, બધા મનફાવ્યો બકવાસ કર્યા કરે છે. ભારતીય સંસ્કૃતિનો પાયો ગાય અને ગોવંશની સેવા, સુરક્ષા તથા સંવર્ધનમાં છે. ભારતીય દર્શનનું સર્વોચ્ચ શિખર "વાક-ધેનુ" ઉપાસના છે. આજે વાક-ધેનુની રોજેરોજ કેટલી કતલ થાય છે એના દાખલા આપવાની જરૂર નથી. મનુષ્ય જે વાણીનો ઉચ્ચાર કરે છે એ તો ચોથા પ્રકારની વાણી છે. ત્રણ પ્રકારની ઉચ્ચ વાણી, મનુષ્યના હૃદયની ગુહામાં પડેલી ગુપ્ત વાણી અને અને વૈખરી વાણી મનોમય વાણીમાં લય પામે અને પ્રાણમય વાણી અલક્ષ્યમાં -પરમતત્ત્વમાં વિલય પામે ત્યારે જ ગોમુખની યાત્રા પૂરી થાય છે. "ગો" શબ્દના અનેક અર્થ થાય છે. જેમ કે પશુ, સર્વ દિશા, રશ્મિ, ભૂમિ, ગિરા, વિનાયક અને નેત્ર. તુલસીદાસ પણ લખી ગયા છે: "વિપ્ર, ધેનુ સુર સંત હિત, લીનો મનુજ અવતાર" અર્થાત્ ભગવાન રામે જ્ઞાનીજનો, ગાય, દેવતાઓ અને સંતજનોના હિત માટે મનુષ્ય અવતાર લીધો. મકરન્દ દવેની સંગતિમાં બેસો તો સમજાય છે કે ગોચર અને અગોચર શબ્દમાં પણ ગાય રહેલી છે. જે દેખાય છે તે ગોચર અને જે નથી દેખાતું તે અગોચર છે. પ્રાચીન તપોવનોમાં ગોવિદ્યા શીખવવામાં આવતી હતી. દૂધ આપનારી ગાયની સેવા સાથે

પોતાની જ અંદર રહેલી ચેતનાને કેમ વિસ્તારવી એનું શિક્ષણ આપવામાં આવતું હતું. કાલિદાસે "રઘુવંશ"માં "નંદિની" ગાયની સેવા કરતા મહારાજા દિલીપનું અદ્‌ભુત વર્ણન કર્યું છે. તેમાં રાજા સિંહના મુખમાંથી ગાયને કેવી રીતે છોડાવે છે એની વાત છે. અહીં ગાય દિલીપને કહે છે; "તારી ગુરુભક્તિ અને મારા પરની અનુકંપાથી હું પ્રસન્ન છું, પુત્ર વરદાન માગી લે. મને માત્ર તું દૂધ દેનારી જ નહીં સમજતો હું વાંછિત ફળ આપનારી કામદુધા છું એટલું જાણજે. આધ્યાત્મિક સમજદારી વિના ગાયની સેવા કરવી અને ગાયના નામે ચરી ખાવું એમાં અજ્ઞાનતા છે. તમે ગાયને ઘાસ ચરતી જોશો તો ગાય ઉપર ઉપરથી ઘાસ ચરે છે, ઘાસનાં મૂળિયાં ઉખેડતી નથી. ''સ્ટેચ્યુ''ને એવોર્ડ મળ્યા પછી હું ગોંડલ ભાઈને મળવા ગયો. ભાઈ પાસે બેસીને મેં ફરિયાદ કરી કે "ભાઈ, મારી ગતિ મા તરફ થાય છે કે તરત મા મને રમવા માટે એક રમકડું આપી દે છે. જુઓને, સાહિત્ય અકાદમીનું એક એવોર્ડ રમકડું મને આપી દીધું. મારે શું કરવું?" ભાઈ તરત હસીને બોલ્યા: "એવોર્ડનું રમકડું તને માએ આપ્યું છે ને? તો થોડીવાર રમીને બાજુ પર મૂકી દેવાનું. મા રમાડે એમ રમવાનું.''

થોડાં વર્ષ પછી એક સમાચાર આવે છે કે દોસ્ત રમેશ પારેખને કવિતા માટે સાહિત્ય એવોર્ડ મળ્યો છે. મને સ્વાભાવિક ખૂબ આનંદ થયો. મેં ટેલિફોન કરીને અભિનંદન પણ આપ્યા હતા. અમે ખૂબ વાતો કરી. એ પછી થયું એવું કે મુંબઈમાં રમેશ પારેખ માટે એક ભવ્ય સન્માનસમારંભનું એક મિત્ર-આયોજકે આયોજન કર્યું. રમેશને પાંચ લાખ રૂપિયાની થેલી આપવાનું નક્કી થયું. અખબારોમાં હેડિંગ આવવાં લાગ્યાં, "રમેશ પારેખનું પાંચ લાખેણું સન્માન" મને ખૂબ આનંદ થાય એ સ્વાભાવિક છે. આ સન્માનનો જે પ્રચાર થતો હતો તે પાંચ લાખનો થતો હતો તે મને પસંદ નહોતું. કારણ કે આ કવિનું સન્માન હતું. રૂપિયા કરતાં કવિ બહુ મોટો હોય છે. આ સન્માન પહેલાં રમેશનું સન્માન કપોળ જ્ઞાતિએ કર્યું હતું તે સમયે રમેશ સપરિવાર મારા ભાયખલાના ઘેર ઊતર્યો હતો. સન્માન બિરલા ક્રીડા કેન્દ્રમાં યોજાયું હતું. એ વખતે દસ હજાર રૂપિયા કપોળ જ્ઞાતિએ રમેશને અર્પણ કર્યા હતા એનો હું સાક્ષી રહ્યો છું. એ સમારંભમાં મુખ્ય વક્તા તરીકે અભિનેતા ઉપેન્દ્ર ત્રિવેદી સાથે હું પણ હતો. આ સન્માન ગલિયાકોટવાલા પરિવાર તરફથી કરવામાં આવ્યું હતું. એ સમયે દસ હજાર રૂપિયા કવિને અપાય એનો પ્રચાર બિલકુલ નહોતો. કવિનું સન્માન હતું. એ પછી રમેશનું બીજું સન્માન જયવદન તક્તાવાલાએ સંગીતકાર કલ્યાણજીભાઈના મ્યુઝિક રૂમમાં કે ઘેર યોજ્યું હતું. રમેશ



કવિ રમેશ પારેખ

ખાસ અમરેલીથી સીધો મારા ખારના નિવાસસ્થાને એકલો આવીને રહ્યો હતો. આ સન્માનમાં રમેશને પચાસ હજારનો ડ્રાફ્ટ મોરારિ બાપુના હસ્તે અપાયો હતો એનો હું સાક્ષી રહ્યો છું. રમેશને અપાયેલા પચાસ હજારની કોઈ પબ્લિસિટી નહોતી કરવામાં આવી, એમાં એક ઉમદા સંસ્કાર હતો. આટલો ફ્લેશબેક જોયા પછી અકાદમીનો એવોર્ડ રમેશને મળ્યો ત્યારે મુંબઈમાં પાંચ લાખેણું સન્માન યોજાયું એ સમારંભમાં મારી ગેરહાજરી હતી એનો પ્રચાર અખબારોમાં વિપુલ પ્રમાણમાં કરવામાં આવ્યો. કેટલાકે તો એવું લખ્યું કે અનિલને રમેશની ઈર્ષ્યા થાય છે, એટલે અનિલ જોશી સમારંભમાં હાજર રહ્યા નથી. મારા વિષે ખૂબ નેગેટિવ પ્રચાર અખબારોમાં શરૂ થયો. પરંતુ હું સ્વસ્થ હતો. હવે હું એ સમારંભમાં શા માટે ગેરહાજર રહ્યો હતો એનો ખુલાસો કરું છું. રમેશે ફોન કરીને મને જણાવ્યું હતું કે આ સમારંભમાં મારું કંઈ ચાલતું નથી, અહીં દૃશ્ય બદલાય છે.

સવારનો સમય છે. હું મારા ખારના નિવાસસ્થાને અખબાર વાંચી રહ્યો છું. આગલા દિવસે રમેશ પારેખનું સન્માન છે એનો મને આનંદ છે. એવામાં ફોનની ઘંટડી રણકી ઊઠે છે. હું ફોન ઉપાડું છું. ફોન સિતાંશુ યશશ્ચંદ્રનો છે. સિતાંશુ કહે : ''અનિલ, રમેશના સન્માન કાર્યક્રમમાં હાજર રહેવા માટે મને એના આયોજકનો ફોન હતો પણ આયોજક કહે, આખો હોલ હાઉસફુલ છે, બેસવાની બિલકુલ જગ્યા નથી પણ હું તમને ક્યાંક ગોઠવી દઈશ. આયોજક આ રીતે નિમંત્રણ આપતો હોય એ સમારંભમાં આપણાથી જવાય?'' મેં કીધું, ''નો જવાય.'' એ પછી એકાદ કલાક પછી કવિવર્ય રાજેન્દ્ર શાહનો ફોન આવ્યો. રાજેન્દ્ર કહે : ''અનિલ, તારા

દોસ્ત રમેશ પારેખનો સન્માનસમારંભ છે એમાં એના આયોજકનો મને ફોન આવ્યો હતો કે તમે આ સમારંભમાં જરૂર આવો પણ હોલમાં એકપણ સીટ ખાલી નથી છતાં તમને હું ક્યાંક બેસાડી દઈશ. આવા નિમંત્રણ સાથે આપણાથી કેમ જવાય?'' મેં કીધું : ''રાજુભાઈ, સિતાંશુનો પણ મને ફોન આવ્યો હતો. સિતાંશુને પણ આયોજકે આજ ભાષામાં નિમંત્રણ આપ્યું હતું, એટલે સિતાંશુ સમારંભમાં નહિ જાય.'' રાજુભાઈ કહે: ''હું પણ નહિ જાઉં.'' એ પછી સાંજે આયોજકનો મારા પર ફોન આવ્યો : ''અનિલ, રાજેન્દ્ર શાહ અને સિતાંશુ રમેશના સન્માનમાં આવવાના છે, તું પણ આવજે. એક પણ સીટ ખાલી નથી પણ તને ક્યાંક ગોઠવી દઈશ." મેં ફોન કાપી નાખ્યો. અને મારા દોસ્તના એ સન્માનસમારંભમાં હું ન ગયો. ન તો રાજેન્દ્ર શાહ ગયા કે ન તો સિતાંશુ ગયા. રાજુભાઈ તો અત્યારે હયાત નથી પણ સિતાંશુ આ ઘટનાના સાક્ષી હયાત છે. આ કવિનું સન્માન હતું કે પાંચ લાખની રકમનું સન્માન હતું? કવિના સન્માનમાં મંચ ઉપર રાજેન્દ્ર શાહ અને સિતાંશુ જેવા કવિઓ શોભે કે લક્ષ્મીનંદનો શોભે? આથી વિશેષ મારે કોઈ ખુલાસો કરવો નથી.

દૃશ્ય બદલાય છે. રમેશ પારેખ મૃત્યુ પામે છે. મુંબઈમાં શ્રદ્ધાંજલિ સભાઓ ભરાઈ રહી છે. રમેશના અચાનક મૃત્યુનો મને પણ આઘાત છે. થોડા સમય પછી મને એક વિચાર આવે છે કે રમેશની આર્થિક હાલત કેવી છે તે જાણવું જોઈએ. હું તરત દોસ્ત અવિનાશ પારેખને ફોન કરું છું: "અવિનાશભાઈ, મને એવું ફીલ થાય છે કે રમેશના પરિવારની આર્થિક હાલત બરાબર નહિ હોય એટલે આપણે ભાઈદાસ હોલમાં રમેશ માટે એક ખાસ કાર્યક્રમ યોજીને શ્રદ્ધાંજલિ આપીએ." અવિનાશ પારેખ મારા ખાસ મિત્ર હતા. કપોળ સમાજના આગેવાન હતા. તે કબૂલ થયા. એ શરતે હું કબૂલ થયો કે રમેશ પારેખને જે ફંડ અપાય તે છાને ખૂણે આપજો. પૈસાનો બહુ ધજાગરો નથી કરવો, કારણ કે આ કવિની શ્રદ્ધાંજલિ સભા છે.

અવિનાશ કબૂલ થયા. એ પછી સમારંભ પાર્લાના ભવ્ય ભાઈદાસ સભાગૃહમાં ગોઠવાયો. રાજકોટથી રમેશનાં બેટર હાફ રસીલાબેન અને રમેશના ખાસ દોસ્ત અનિલ ખંભાયતાને ખાસ નિમંત્રણ મોકલીને બોલાવ્યાં. તેઓ હાજર રહ્યાં. વક્તા તરીકે સિતાંશુ અને હું તેમ જ અવિનાશ પારેખ હતા. અમે રમેશ પારેખને એની કવિતાને શોભે એવી શ્રદ્ધાંજલિ આપી.

પૈસાનું આયુષ્ય બહુ ટૂંકું હોય છે, એનો મહિમા ના હોય. કવિનું આયુષ્ય એના મૃત્યુ પછી પણ જીવતું હોય છે એનો જ મહિમા હોય.

[ક્રમશઃ]



# થાંભલો

☐ દેવ કનુભાઈ પટેલ

ઉતાવળે ચાલવા મથતા પગ એના સાડીના બંધનને કારણે પિકઅપ સ્ટેન્ડ સુધીનું અંતર વધારી રહેલા!

અંધારી રાતના નિર્જન રસ્તાઓ પર સ્ટ્રીટ લાઈટનો ધોળો પ્રકાશ વિસ્તરવા લાગેલો. છેલ્લી બસ પણ જો છૂટી જશે

તો અજાણ્યા શહેરમાં ક્યાં ક્યાં ભટકવું પડશે, એનો વિચારમાત્ર ચાલકબળ નીવડ્યું ને એ ભયે એણે ચાલવાની ઝડપ વધારી. નાની અંધારી ગલી વળાંક લઈને મોટા રસ્તા પર મળી. દૂર સામે પિકઅપ સ્ટેન્ડ દેખાયું. એ જે સમયે આવતી એ કરતાં અત્યારે જરા ભીડ વધારે હતી. પિકઅપ સ્ટેન્ડને અડીને સ્ટ્રીટ લાઈટનો અડીખમ થાંભલો ઊભો હતો. એના અજવાળામાં એણે મુસાફરોના ચહેરા વાંચ્યા. બારથી તેર પુરુષો હતા. તેના પગની ગતિ ધીમી થઈને એ પુરુષોના ચહેરા વધુ સ્પષ્ટ થતાં એ ગતિ અંતે એક જગ્યાએ અટકી ગઈ. ખભે લટકાવેલું હાથ-થેલા જેવું મોટું પર્સ કોણીએથી દબાવી દઈને કમ્મર ને હાથ વચ્ચે સુરક્ષિત કરી લીધું. એની ચકળવકળ થતી આંખો પુરુષોમાં ફરી રહી. મોટા ભાગના બધા મિલકામદાર હતા એવું એમનાં સાદાં ને ઘસાતાં જતાં કપડાંના રંગ ને મજૂરીથી કંતાતાં જતાં શરીર પરથી લાગ્યું. એક બુઢ્ઢો હાથમાં ફાઈલ લઈને જતો હતો. એની જોડે યુવાન પણ હતો જે મંદ અવાજે ગીત ગણગણાવી રહેલો ને થોડી થોડી વારે હવામાં સીસોટીનો અવાજ લલકારી રહેલો. એને પરસેવો વળ્યો. સાડીના છેડેથી કપાળ પરનો પરસેવો લૂછતી: ત્યાં ના જવું તો ક્યાં જવું? -ની અવઢવ અનુભવી રહેલી. ઘડિયાળમાં સમય જોયો. આઠને એકવીસ થઈ હતી. ખુલ્લા રસ્તા પર ખૂણો શોધતી તે રસ્તા નીચે ઊતરીને સ્ટ્રીટ લાઈટની બાજુમાં ખોડાયેલા જૂના ટેલિગ્રાફ થાંભલા પાસે આવીને ઊભી રહી ગઈ. ખાતરી કરવા ફરીથી એક વાર ઉપલી ચેનમાંથી એસ.ટી.નું ટાઈમટેબલ કાઢ્યું. તેની છૂટી ગયેલી બસ ને તેને આજે જે બસ તેના મુકામે પહોંચાડશે એ બે વચ્ચે દોઢ કલાકનો અંતરાલ હતો. બલ્બની ફરતે ચોરસ ખોખું હતું તેથી ટુકડાઓમાં વરસતો ઉજાસ રસ્તા પર પડતો હતો. તે જ્યાં ઊભી હતી ત્યાં નહીં. અંધારામાં મોકળાશ મળતાં તે લગાર સ્વસ્થ થઈ. ઉપરતળે હાંફળીફાંફળી દોડી આવી હોવાથી ચડેલો શ્વાસ હેઠો બેઠો.

રસ્તાની બંને બાજુ સળંગ વૃક્ષોની ને સ્ટ્રીટ લાઈટના થાંભલાની કતાર હતી જે અંધારામાં અનંત સુધી વિસ્તરતી લાગી રહેલી. પગને હળવા કરવા થાંભલા પર ખભો ટેકવ્યો. તેની પડખેથી શરૂ થતા દરેક થાંભલા પર પાનની પિકનાં નિશાન હતાં. કોઈ થાંભલે તેના બાજુના થાંભલાની જેમ પિચકારીનાં નિશાન સુકાઈને કાળાં પડી ને ઝાંખાં થવા લાગેલાં તો કોઈ થાંભલે રસ્તાની સામેની તરફના થાંભલાની જેમ એ નિશાન વધુ લાલ ને ઘટ્ટ થતાં જતાં હતાં. કોઈ થાંભલે હજુ પિચકારીનાં નિશાન પડવાની શરૂઆત હતી તો ક્યાંક ઠૂંઠાથી પણ થાંભલાને ડામ દેવાયેલા. આ નિશાન

આડકતરી રીતે ત્યાં રોજ ઊભી રહેતી ગણિકાઓની આર્થિક હાલત પાછળની શારીરિક અવસ્થા કહી દેતાં. કશુંક યાદ આવતાં એ ચિંતિત થઈ. તેવામાં વૃક્ષોની પાછળ ઝાડી ઝંખરામાં સૂકાં પાનાનો ખળભળાટ થયો. તે ચોંકી ગઈ, પાછળ જોયું. ઝાડીમાં થતી હલનચલન બંધ થઈ ગઈ. જીવ જનાવર આવી જશે એની ધાસ્તી પડી; એટલે થોડી થોડી વારે પાછળ નજર કરી લેતી. શ્વસનથી ઊપસતા ને અંદર ખેંચાતા શરીર સાથે ઘડિયાળનો કાંટો તાલ મિલાવી રહેલો. અકડેલી ગરદન આમતેમ મરોડી તો એની નજર પિકઅપ સ્ટેન્ડ પર પડી. મુસાફરોની આંખોમાં એનું ટાંચણ થઈ ગયેલું. એની હાજરીથી મુસાફરો બેચેન થઈ ગયેલા. તેમાનાં કેટલાકની બેચેની એની બાજુએ નજર ન પડી જાય એની હતી. એવા જેમણે ગળે કંઠી બંધાવી હતી, લગ્ન નામને ખીલે બંધાયેલા હતા અથવા જે અઠવાડિયાની ભૂખની હોડમાં એક રાત મોજને મૂકી શકવા કાબેલ ન હતા. એમ છતાં આંખના ખૂણેથી એની તરફ જોવાની તેમની લાલસા પ્રગટ થતી રહેતી. તો કેટલાક એ લલનાનું મુખ અંધારાના આવરણમાં ઠીક ઠીક ઉલેચાતું ન હોવાથી બેચેન હતા.

કાંડા ઘડિયાળના પટ્ટાનો એક આંકડો ઢીલો કર્યો. સમય જોયો. આઠને બત્રીસ થઈ હતી. કાચની અંદર રેડિયમના લીલા રંગ પર સમયની ગતિ વધતી ને અટકતી ને પાછી ટક્ કરીને આગળ વધીને અટકી જતી હતી. અંધારું થોડું વધારે પરિચિત લાગવા લાગ્યું. સુદ પક્ષનો ચંદ્ર ઢંકાયેલાં કાળાં ભમ્મર વાદળોમાંથી ડોકાયો ને આછેરો ઉજાસ વધતાં તે થાંભલા પરથી ખભો લઈને પાછળ જોયા બાદ વૃક્ષોની કતારની સહેજ આગળ આવીને ઊભી રહી. તેની પર એકવાર નજર પડેલી એવા પેલા બુઢ્ઢાને યુવાનીમાં આ જ રસ્તે ખરા યૌવનમાં પ્રવેશ કરેલો એ કારસ્તાન યાદ આવી ગયું. બેલ બોટમનું પેન્ટ ઊંચું ચડાવી ને સફેદ પર કાળા ગોળાકાર ભાતની છાપવાળા શર્ટનું બીજું બટન પણ યુવાને ખોલી નાખેલું. પાકીટ કાઢી, યુવાને નોટો ગણી. કશો ઢાળો પડી શકે એમ ન હતો. થોડો ઉદાસ થયો. શેડથી અડધી ઊંચાઈ સુધી, ત્રણે બાજુ પાળીની ફરસબંધીથી ચણાયેલા સ્ટેન્ડની પાળી પર તે બેસી ગયો. જ્યારે મિલ મજૂરો માટે તો થોડા નરસા અનુભવો પછી ડુંગરા દૂરથી રળિયામણા થઈ પડેલા. રડીખડી ગુંજાઈશ પણ ન હતી માટે યુવાને જોઈને દિલ બાળવાનું બંધ કરી દીધું ને જાહેરખબરનું ચોપાનિયું વાંચવા લાગ્યો.

એની પાછળ ઝાડી ઝાંખરામાં ફરી કશુંક હલ્યું. ઝાડીમાંથી હાંફતું કૂતરું બહાર આવ્યું. ગૌરવભેર એક નજર કૂતરાએ ઝાડી પર કરી દઈને આસ્તે આસ્તે પિકઅપ સ્ટેન્ડની દિશાએ ચાલ્યું.

થોડી ક્ષણો પછી પાછો ઝાડીમાં અવાજ થયો. એક કૂતરી તન મરોડતી એના રસ્તે પડી.

ઘડિયાળ પર ઊડતી નજર કરી. આઠને ચાલીસ થવા આવી હતી. દૂર રસ્તા અંધારામાં ઓગળતા હતા ત્યાંથી બે તેજોમય બત્તીઓ દેખાઈ ને નજીક આવતી ગઈ. એ બસ હતી. એના જૂનાં ચેચીસના ઘરઘરાટીનો અવાજ એક સમય માટે વાતાવરણને અશાંત બનાવવા લાગ્યો. નાના બાળકની ચીસ જેવો અવાજ કરીને બસ થોભી. પાટિયું વાંચ્યું, બસ એની ન હતી. બસની બત્તીના તેજમાં એણે પેલી કૂતરીને ઝાડ પાછળ સંતાઈને બેઠેલી જોઈ. એની ચમકતી આંખો કૂતરાને જોઈ રહેલી ને એ કૂતરો રસ્તાની સામે છેડાની ઝાડીઓમાંથી આવા કોઈ ખળભળાટનો ઇંતજાર કરી રહેલો. બત્તીના સીધી રેખામાં દોડતા અજવાળામાં ઢળતા જુલ્ફામાં એનું અડધું મુખ યુવાનને દેખાતું હતું. બુઢ્ઢાને તો કોડ ન હતા પણ પેલા એક બે નવાસવા કોરા મિલ મજૂરો જે સ્પર્શોસ્પર્શથી ભીના નહોતા થયા તેવા સતેજ થયા ને એના પર ધ્યાન ધર્યું. તેમાંના અડધા મિલ મજૂરો બસમાં ચડી ગયા.

બસ તેની પાસેથી પસાર થતાં કંડક્ટરે દોડતી એના પર નજર ફેરવી ને કેમ જાણે ઘણા સમયની પિછાણ હોય એવું મરક મરક મૂછમાં હસ્યો. એ પહોળા થયેલા દાંત ભુલાયા ન હતા ને એવામાં તો સૂટબૂટધારી ભાઈ સડસડાટ રસ્તા પરથી ચાલ્યા આવતા દેખાયા. વિચિત્ર કહેવાય એવા હાવભાવની મુખમુદ્રા સાથે સજ્જને એને જોઈ. પોતાના બાહ્ય વિચારથી વર્જ્ય એવી પ્રવૃત્તિએ એમને લાક્ષણિક રીતે ચેતવ્યા. બહારની દુનિયાને જોવા માટે લબ્ધપ્રતિષ્ઠાની બારી બની બેસેલાં ચશ્માંને આંખે અડાડી, ધીમું ખાંસ્યા ને નેત્રોનાં દ્વાર સમાં ચશ્માં પરથી જ એના અસ્તિત્વને ખાંસી દીધું.

પિકઅપ સ્ટેન્ડે ઊભેલા યુવાને ચોપાનિયાનો ડૂચો બનાવી ફેંકી દીધો. ડૂચો પેલા કૂતરા પર પડ્યો. અનાયાસે ઘોંટી ગયેલું કૂતરું એથી સજાગ થયું. સામે છેડે બે આંખો લીસા રંગીન લાલ લીલા પથ્થરની જેમ ચમકી. કૂતરું ઊભું થયું ને ધારી ધારીને અંધારા વચ્ચે એ આકૃતિને જોવા લાગ્યું.

એ નચિંત બની ગઈ. હવે થોડી ગભરામણ પણ ઓછી થવા લાગેલી. સૂમસામ રસ્તો સળવળ્યો. ઘાટી ગુલાબી રંગની સાડી પહેરેલ સ્ત્રી રસ્તા પર બિંદાસ ભાવે, હાથોને હવામાં ઝુલાવતી, સાડીના છેડાને હવામાં ફરફરવા દેતી, જાણી બુઝીને રસ્તા પર પગનો ભાર આપીને ઝાંઝરના ઝણઝણકારનો મધુર અવાજ રેલાવતી આવી રહેલી. એણે આંખોને એ સ્ત્રી તરફ વાળી. નિયત અંતરે ગોઠવાયેલા સ્ટ્રીટ લાઈટના

થાંભલાના પ્રકાશમાંથી સ્ત્રી પસાર થતી આવી રહેલી. એ જોતી જ રહી ગઈ ને પેલી સ્ત્રી નજીક આવી પહોંચી. રસ્તાની સામે છેડે નક્કી જગ્યાએ ગોઠવાઈ ગઈ. એ તેની જેમ બસની રાહ નહોતી જોઈ રહી. કદાચ, કોઈને મળવા આવી હશે કે એને કોઈ મળવા આવવાનું હશે.

સામે ઊભેલી સ્ત્રીનાં ઘાટીલાં ને ભડકાઉ રંગનાં કપડાં, લિપસ્ટિકથી રંગાયેલા માદક હોઠ, સ્ટ્રેઈટનર કરેલા ટૂંકા, લીસ્સા વાળ ને જે ઢબથી તે લટકમટક ચાલી આવીને ત્યાં ઊભી રહી ગઈ એ લઢણ ને એ દેહસૌષ્ઠવને તે તદ્દન અવાચક ભાવે જોતી જ રહી ગઈ. એ સ્ત્રીએ સાડીને નાભિથી પણ નીચે રાખેલી એ જોઈને તે ચકિત રહી ગઈ. હવે તે આંગળીઓના લાંબા નખ પર કરેલાં નેઈલ પોલિશનાં ચિતરામણને હાથની મુઠ્ઠી વાળીને જોવા લાગી. એમ કરવા જતાં તેની નજર એની સામે પડી. પેલી સ્ત્રી એને અણિયાળી આંખોથી જોઈ રહી. એની સામે જોવું, બીજે જોવું કે કશું ન કરવું એમ તે વિચારતી રહી ગઈ ને પેલી સ્ત્રીએ તેના નબળા ઠસ્સાને જોઈ ઉપેક્ષા કરતું હસી, ગાંઠમાં બાંધી લાવેલ પાનનું બીડું ચાવવા લાગી. સોપારીના રંગે તેના હોઠ ને જીભ પર લાલ રંગરોગાન કર્યું. કાથાથી ઠંડી તાજગી તેના મોંઢામાં ફેલાઈ ને કાથાની સુવાસ જૂનાની વાસને મીટાવીને નવાને પોતાની સુગંધીતતા છોડી જવા ઉત્તેજન આપનાર નીવડવાની હતી. નવા શહેરની નવી અતરંગી દુનિયાનો આ કોઈ પહેલાંથી સુઆયોજિત કાર્યક્રમ તે જોઈ રહી ને અજાણતાં સંડોવાઈને એનો ભાગ પણ બની.

સામેથી બીજી કૂતરી આવીને થાંભલે બેસી ગઈ. ક્યારનો એ બાજુ જોઈ રહેલ કૂતરો ઊભો થયો ને એને એકટક જોઈ રહ્યો. બીજી બાજુ, પેલી લપાઈને બેઠેલી કૂતરી સાવધ થઈ. વાદળોએ ચંદ્ર પર ઘેરો ઘાલ્યો. કૂતરી ઝીણી આંખો કરીને કૂતરાને તાકવા લાગી.

એ ફરી પાછી ટેલિગ્રાફના થાંભલાને ચીટકીને ઊભી રહી ગઈ. ઘણા આઘેથી રસ્તો એકવાર પાછો છડાના રૂમઝૂમ થતા ઝંકાર, હવામાં લહેરાતી સાડીઓ ને દુપટ્ટાના ફરફરાટ, પગની પાનીઓ, લટકા મારતાં અંગો, કામણ કરતી નાની-મોટી, લાંબી-પહોળી, માપસરની કાજળ નીતારતી આંખો, રંગ રંગની હોઠોની ભીની લાલીઓ, લાલ-લીલા, વાદળી- પીળા કલરનાં ચોળી, સાડી, ટી શર્ટ, ચૂડીદારથી રસ્તો સળવળ્યો. એની સામેની સ્ત્રી જ્યાંથી આવીને ઊભેલી ત્યાંથી જ આ ભભકદાર શણગારનો શોરબકોર આવી રહેલો. એણે રસ્તાની એ તરફ લક્ષ કર્યું તો સોળ સત્તર સ્ત્રીઓ ને યુવતીઓ બિંદાસપણે આવી રહેલી. જાણે આ અંધારું જ એમને અજવાળા કરતાં વધુ અનુરૂપ આવી ગયું હોય. એકસામટી આટલી સ્ત્રીઓને આમ રાતે

ફરતી જોઈને તે નરી અવાક રહી ગઈ. હમણાં એક બે મિનિટ પહેલાં ચકલુંય ફરકતું ન હતું એ રોડ પર આટલી બધી સ્ત્રીઓ ક્યાંથી આવી ચડી? કેટલીક આગળ લાઈનમાં ગોઠવાયેલા થાંભલા પાસે એકલદોકલ કે બેના ઝૂંડમાં ઊભી રહી ગયેલી. તો કેટલીક તેની સમીપે આવીને પાસેના થાંભલાઓ જોડે થોડા થોડા અંતરે ઊભી રહી ગયેલી. એનું નાક અચાનક ખૂલી ગયું. રસ્તો જાણે અનેકાનેક પ્રકારનાં અત્તરથી ધોવાઈ ગયો. કેટલીક સ્ત્રીઓ સામેથી પસાર થઈને કોઈ અંધારી ગલી તરફ, કોઈ છેક સુધી ન દેખાતા ને અંધારામાં અલપઝલપ થતા રસ્તા તરફ ને કોઈ કોઈનાં બોલાવ્યાં સ્થાન પર ચાલતી થઈ. છોડતી ગઈ ગુલાબની કળીઓ, ચંપાની ને જાસ્મીનની પંખુડીઓ ને માટીની સ્પેશ્યલ સુગંધી સુવાસ. કનૌજના બજારનો પૂરેપૂરો અર્ક બદન નિચોવી આવી હોય એવી ખુશ્બો ફેલાઈ ગઈ ને રસ્તો મહેંકી ઊઠ્યો.

એની પાસેના થાંભલે જરાક મોટી ઉંમરની સ્ત્રી આવીને ઊભી રહી. મોં પર પાઉડરના લપેટા કરીને કૃશ થતા જતા ચહેરાને અને ઉંમરને પ્રયત્નપૂર્વક ટાપટીપથી સંતાડી દીધાં હતાં. એ સ્ત્રીનાં બરડા પર પરસેવો ચકચકતો હતો. રહી રહીને તે ખભા પરથી બ્લાઉઝની બાંયને ઊંચી નીચી કરતી હતી. એને આ જોઈને થયું, કે કદાચ આ બાઈને એની આદત ન હોય માટે અતડું અતડું લાગી રહ્યું હશે. હવે, જિંદગી જેની આખી નવસ્ત્રી જ વીતી ગઈ હોય તેને આ થોડી વાર પૂરતા ઢાંકવા ને ઢંકાવાના ઢોંગથી તકલીફ તો રહેજ ને!

બસ સત્વરે આવી જાય એવું તે ઇચ્છવા લાગી. અહીં કશુંક ખરાબ થઈ રહેલું એ હકીકતનો અણસાર આવી ગયેલો. ભિન્ન ભિન્ન તરેહનાં અત્તરની મિશ્રિત સુવાસથી એને ગૂંગળામણ થઈ રહેલી. આ સુગંધમાં એને પહેલાની નિર્જનતાની ગંધ વધુ સાલી. આંખોમાં ઊભરાતા એ ભડકાઉ રંગ અજંપો ઉપજાવી રહેલા. કમ્મર ને સ્લીવલેસથી ઉઘાડાં તસતસતાં બદનને આંખેથી થતો સ્પર્શ એને અશાંત બનાવી રહેલો. કાચની ને લાખની બંગડીઓનો પરસ્પર અથડાતાં ને ઘૂઘરીઓના ઠમકાટથી જન્મતા એ મંજુલ સૂરથી તેને છાતીમાં બેચેની થઈ ને કળતર થવા માંડેલી. પોતે અલગ દુનિયામાં ભૂલી પડી હોય એવું એને ભલે લાગી રહ્યું હોય બાકી ખરી રીતે તો આ અલગ મિજાજની દુનિયા હતી. સમય થઈ ગયો હતો, નવ વાગી ગયેલા. બસ આવવામાં જ હશે.

રસ્તો રંગભૂમિનો તખતો બની ગયેલો જાણે! અદાકારોએ પોત પોતાની જગ્યા સંભાળી લીધેલી. પડદો તો કલાકાર આવતાંની સાથે જ ઉપાડી દેવાતો. રાહ જોવાતી હતી પ્રેક્ષકોની. એકદમ સૂનકાર વ્યાપેલા રસ્તાએ રંગીન ચમકદમકથી

વેશપલટો કરી દીધેલો. પોતાની સાથે કશુંક અજુગતું ઘટી જશે એ વાતનો એને સતત ભય સતાવી રહેલો. શરમાળ સ્વભાવને એમાંય અજાણ્યું શહેર. વળી શરમને ગભરામણ જોડે બહેનપણા! બંધ મુઠ્ઠીઓમાં પરસેવો વળ્યો. ઉપલા હોઠની સૂક્ષ્મ રુવાંટી ભીની થઈ પલળી ગયેલી. સાડીના છેડેથી ધીમે રહીને પસીનો લૂછ્યો. પહેલાનાં નિસ્તબ્ધ વાતાવરણ ને ઉજ્જડ સમા રસ્તા કરતાં અત્યારનું આ ભરચક વાતાવરણ ને આબાદ રસ્તાનો માહોલ એને ઘણો અસાર લાગી રહેલો. આ ઉપક્રમથી પરિચિત મુસાફરોને સ્ત્રીઓમાંનું કોઈ મલકાઈ, ભવા ઉછાળીને ખુલ્લું આમંત્રણ ફેંકતું ત્યારે તે પણ અસહાય જેવું સ્મિત કરી, બસની રાહ જોવા લાગતા. પેલો યુવાન પણ આ કૌતુક એની જેમ જોતો જ રહી ગયેલો.

આવી જ કોઈ ઘડીએ કૂતરાએ પૂંછડી પટપટાવાની ચાલુ કરી દીધેલી. અફાટ સ્પીડે દોડતી ગાડી આવીને પેલી ઘાટી ગુલાબી સાડી પહેરેલ સ્ત્રી પાસે રોકાઈ ગઈ. કાચ ઊતર્યો, અંદર બેઠેલા પુરુષ ને પેલી સ્ત્રી વચ્ચે મોલતોલ થવા લાગ્યા. એણે જોયું તો ગાડીની અંદર પેલા સજ્જન –અહીંથી પસાર થયેલા એ જ હતા. કોઈ જોઈ ના જાય માટે કાચ ચડાવી, ડોકું નીચું કરી બેઠેલા. પોતાનું જ આવું સ્વરૂપ જોઈ તે ડરી ગયેલા! એની બાજુમાંની સ્ત્રી પેલીને ઈર્ષ્યા ભાવથી જોઈ રહેલી. અંતે ગુલાબી સાડી ગાડીમાં બેસી ગઈ. એક કલાકાર તો પડદા પાછળની ભૂમિકા માટે ઊપડી પડેલી જ્યારે બીજી બધી પણ એ અર્થે સજ્જ જ હતી. ગાડી એને રસ્તે ચાલી નીકળી ને પાછળ છોડતી ગઈ બગડેલ એન્જિનનો કાળો ધુમાડો. નજર ટાંપી રાખેલ લોલુપ કૂતરાને સારો લાગ મળી ગયેલો. પેલી કૂતરીએ આંખો મીંચી દીધેલી. તે બહુ ધીમે રહીને એ ધુમાડા છોડતી ગાડી જતાં રસ્તો ઓળંગી પેલી પાર પહોંચી ગયો. વેગળે લપાઈને આ દૃશ્ય જોતી કૂતરીના કાન ટટ્ટાર થઈ ગયા.

નવ પર છ મિનિટ વીતી ગયેલી. બસ ન આવી. એની ચિંતા વધી. એક વિચાર તો એ આવ્યો કે તે રોજ આવતાં જતાં બસ-સવારીમાં નજીકના જે બસસ્ટેન્ડેથી પસાર થતી હતી ત્યાં પહોંચી જવું. પણ આ વિચાર આગળ એનો ભય આડે આવી ગયો. જો એ બસસ્ટેન્ડે જવા રસ્તામાં હશે ને અહીંથી જતી બસ ને ત્યાંથી એના મુકામે જતી બસ- એમ બંને ચૂકી જશે તો ન ઘરના કે ન ઘાટના થઈને રહી જશે.

તખતાના કલાકારોને નિહાળવા વાસ્તે પ્રેક્ષકો ઊમટવા માંડેલા. કોઈ એકલું અનુભવ સાથે, કોઈ બિનઅનુભવી મિત્રો સાથે ને કોઈ કોઈ સાથે આવેલું. સ્ત્રીઓ પાસે આવી ઊભા રહીને બેબાકીથી વાત કરતા આ પુરુષોને તે જોતી જ

રહી ગઈ. રંગભીની લાલિમા પર ખુલ્લાં મસ્તીભર્યાં સ્મિત ઉછાળા લઈ રહેલાં. એમનાં વચ્ચે શાની વાત ચાલતી હશે? એની એને મન ભારે નવાઈ હતી. આવું કોઈ એની પાસે ન આવી ચડે માટે તે થોડી પાછળ હટીને ઓઠામાં આવી ગઈ. બંને બાજુ દેખાતી અંતિમ સ્ટ્રીટ લાઈટના પ્રકાશથી રચાતી ક્ષિતિજ ને જ્યાં અનર્ગળ અંધારું હોય એ જગ્યાએ કાળી દીવાલનો આભાસ થાય ત્યાં સુધી ફેલાયેલો લાંબો રસ્તો એને સાંકડો લાગી રહેલો. કદાચ એ ત્યાંથી પસાર થનાર કે જડ વસ્તુઓને દેખી શકતી હતી. અંધકારની આડમાં પોતે ફક્ત ચબૂતરે સ્થિર પૂતળા જેવો સાડીમાં ઢંકાયેલો એક માત્ર આકાર દેખાઈ શકે એમ હતી. તો બીજી બાજુ એનાંથી જુદું જ વલણ આ સ્ત્રીઓએ વાપર્યું. પવન સાથે એમણે શરીર પરના પડદાને સરવા દીધો. પુરુષ એક સ્ત્રીના ગળે હાથ રાખી ચીપકીને ચાલી રહ્યો હતો. સ્ત્રી પણ એનો કશો વાંધો ઉઠાવતી નથી કે નથી શરમાતી, ઊલટાની તે હસતાં હસતાં વાત કરે છે એ જોઈને તે સહમી ગઈ. એની આગળથી એ બંને પસાર થવાનાં જ હતાં એવામાં પેલો ઊભો રહી ગયો ને એની સાથે સ્ત્રી પણ.

'ક્યા હુઆ?' ઓચિંતો એ અટકી ગયો એટલે સ્ત્રીએ પૂછ્યું.

'યે નયી આયી હૈ ક્યા?' એની સામે આંગળી ચીંધતાં પેલાએ પૂછ્યું.

સ્ત્રીએ ખભા ઉલાળી કહ્યું, 'મુજે ક્યા માલૂમ. યહાં તો હર શનિ ઈતવાર કો કોઈ નયા આતા હૈ. ઉસમે સે હોગી કોઈ.' પુરુષ એનું અંધકાર ઓઢેલું, બીજાથી અલગ, ઉપરથી નીચે સુધી કપડામાં લપેટાયેલું, નબળું ને ઓછી સજધજ રચેલી વેશભૂષાવાળું શરીર જોઈને આગળ વધતો થયો. એ ચાલતાં થયાં ને પેલી બાજુમાં ઊભેલી સ્ત્રીએ પૂછ્યું, 'નયી આયી હૈ ક્યા ઈધર?'

પહેલાં તો ખબર ન પડી કે કેવી રીતે વર્તવું. એ ગૂંચવાઈ ગઈ. કપાળે બાઝેલાં નાનાં નાનાં પ્રસ્વેદ બુંદોનો રેલો ઊતરી કાનની લટને ભીની કરી ગયો. બોલતાં હોઠ ફફડ્યો, 'હાઆઆ...ગયે મહિને ઈધર આવેલી.' એણે તૂટી ફૂટી હિંદીમાં જવાબ વાળ્યો.

'મૈંને તો આજ હી તેરેકો ઈધર દેખા. પહેલે રૂમ પર હી ધંધા ચલાતી થી ક્યા?'

સ્ત્રીએ શું પૂછ્યું એની સમજણ પડી નહીં. એ મનમાં જવાબ બેસાડવા લાગી. ત્યાં જ કાને ચેચીસની ઘરઘરાટીનો અવાજ આવ્યો. લાઈટ ન થઈ પણ બસ આવી રહેલી એનો અણસાર આવી ગયેલો. પેલું કૂતરું કૂતરી પાસે આવીને બેસવા ગયું. કૂતરીએ તલભાર પણ વિરોધ ન દર્શાવ્યો. આ બધું સંતાઈને જોઈ રહેલી કૂતરી જબ્બર ક્રોધે ભરાણી. કૂતરો એને દેખી ન જાય એમ એ એની તરફ ધસી. બસ આવતી દેખાતાં રાહ જોતા મુસાફરો બગાસાં ખાઈ ઊભા થઈને રસ્તા પર આવ્યા. એ પણ પેલી સ્ત્રીના પ્રશ્નનો જવાબ આપ્યા વગર જવા ચાલી. બસ નજીક આવી. એ સ્વસ્થ થઈ, સાડી સરખી કરી. એને બસ તરફ ચાલવાની તૈયારી કરતી જોઈને પેલી સ્ત્રીને ખ્યાલ તો આવી ગયેલો કે કશુંક બફાઈ ગયેલું. એના સમજવામાં ને પેલીના કહેવામાં. કૂતરી એની નજીક આવી ગયેલી. કૂતરાની નજર ભૂલથી તેની તરફ આવતી કૂતરી પર પડી ગઈ. એ સાવચેત બની ત્યાંથી નાસવા ઊભો થયો. એ જોઈ કૂતરી ભડકી ગઈ ને જોરથી ભસી. અચાનક અવાજથી તે ગભરાઈ ગઈ. તેનું હૈયું જોરથી થડકી ઊઠ્યું. કૂતરું દૂર ભાગ્યું. ગુસ્સો કરતી છેડાયેલી કૂતરી દાંત કચકચાવવા લાગી. તે ડરી ગઈ. રેડિયમ પર ચાલતી ઘડિયાળની બે ટક્...ટક્... વચ્ચેનો સમય અટકી ગયો. એવા જ સમયે બગડી ગયેલ બસની બત્તી કૂતરી એના પર તરાપ મારીને નહોર ભરવા જાય ત્યાં જ ઑન થઈ ગઈ. ચાલીને થંભી જતું ઘડિયાળના કાંટાનું ટક્ પૂરું થયું. કૂતરીની આંખ અંજાઈ ગઈ. કૂતરી ગુસ્સો ઉતારવા માગતી હતી પણ આંખમાં પ્રકાશ પડતાં એ ઘા ચૂકીને ટેલિગ્રાફના થાંભલા જોડે ભટકાઈ પડી! મોંમાંથી સિસકારી નીકળી ગઈ.

❑❑❑



ગિજુભાઈ
(1885-1939)



દક્ષિણામૂર્તિનું મકાન

# શ્રી દક્ષિણામૂર્તિ બાળમંદિર : એક ઝાંખી

☐ ઝીણારામ મ. દાણીધારિયા

૧ ઓગસ્ટ, ૨૦૨૦ના દિવસે જેને 'શતાયુ'નો દરજ્જો મળ્યો તે શ્રી દક્ષિણામૂર્તિ બાળમંદિરનો 'શતાબ્દી મહોત્સવ' છેલ્લા એક વર્ષથી ઉજવાઈ રહ્યો છે. આટલા દીર્ઘ કાલખંડ દરમિયાન તેને જાણતા અને તેની સાથે જોડાઈ ચૂકેલા હજારો લોકોના મનમાં અનેક સ્મરણો અને મધુરાં સંવેદનો જાગે અને ગૌરવની અનુભૂતિ થાય તે સ્વાભાવિક છે. જોકે કોરોના મહામારીના કારણે શતાબ્દી મહોત્સવને પણ થોડી બ્રેક લાગી છે.

જે સંસ્થાએ દેશના શિક્ષણ જગતમાં યુગપ્રવર્તક ક્રાંતિ કરી તે 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન - ભાવનગર' નામના વટવૃક્ષની એક શાખા એ 'શ્રી દક્ષિણામૂર્તિ બાળમંદિર'.

'આનંદઆશ્રમ', બિલખા (જિલ્લો- જૂનાગઢ)ના સ્થાપક પ્રખર વેદાંતી મહાત્મા નથુરામ શર્માના ભાવનગર સ્થિત કેટલાક અનુયાયીઓએ મહાત્માજીની સંમતિથી ભાવનગરમાં એક છાત્રાલયની શરૂઆત કરી. મહાત્માજીના આરાધ્યદેવ, શંકરભગવાનનું બાળસ્વરૂપ એવા શ્રી દક્ષિણામૂર્તિ દેવનું નામ જોડી નામ આપ્યું 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'. આશય હતો નાનપણથી જ વિદ્યાર્થીઓને સારા સંસ્કાર આપવા. એ શરૂ કરનારાઓમાં એક હતા શામળદાસ કોલેજના અધ્યાપક શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ (નાનાભાઈ), રેલવે

સ્ટેશન માસ્તર શ્રી હરગોવિંદ પંડ્યા (મોટાભાઈ), શ્રી ઓધવજીભાઈ બધેકા અને બીજા કેટલાક મિત્રો.

રેલવે સ્ટેશન પાસે જ મોટાભાઈના બંગલા નજીક રાજ્યની 'શ્રી તખ્તસિંહજી ધર્મશાળા' હતી. તેનો કેટલોક ભાગ બહુ વપરાતો ન હતો. દીવાન પટ્ટણી સાહેબની સંમતિથી તે ભાગની સાફ-સફાઈ કરી ત્યાં 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'ની શરૂઆત તા. ૨૮ ડિસેમ્બર ૧૯૧૦ના રોજ કરવામાં આવી. થોડા છાત્રો પણ આવ્યા અને કામ ચાલ્યું. પણ તેના સ્થાપકો જરા જુદી માટીના ઘડાયેલા હતા. તેમને આટલાથી સંતોષ થતો ન હતો. છાત્રાલય સાથે શાળા પણ આપણે ચલાવીએ અને આપણો હેતુ પાર પડે એવું ભણાવીએ એવું થવું જોઈએ. સારા સંસ્કારો આવું થાય ત્યારે જ આપી શકાય. એ માટે તો સમય, શક્તિ, નાણાં, ઘણુંબધું જોઈએ. આ નિષ્ઠાવાન મહાનુભાવોને બધું જ મળી રહ્યું. દીવાન પટ્ટણીસાહેબે રાજ્યની તખ્તેશ્વર ટેકરી પાસેની જમીન અપાવી. દાન મળ્યું. જરૂરી મકાનો બન્યાં અને નાનાભાઈ કોલેજની રૂપિયા ૨૦૦ના પગારની નોકરી છોડી રૂપિયા ૫૦ના પગારે ખરા અર્થમાં પૂર્ણ સમયના કાર્યકર તરીકે અહીં કામ કરવા લાગ્યા. હવે છાત્રાલય (વિદ્યાર્થીભવન) સાથે વિનય મંદિર (શાળા) પણ શરૂ થઈ. દુનિયાભરના જાણીતા કેળવણીકારોના વિચારોને સમજી તેની સાથે ભારતીય સંસ્કૃતિનો તાલમેલ સાધીને કેળવણીના પ્રયોગો શરૂ થયા. સફળતા મળવા લાગી. સાથીઓ પણ આવવા માંડ્યા. દક્ષિણામૂર્તિની સુવાસથી આકર્ષાઈને અહીં ગિજુભાઈ (ગિરજાશંકર) બધેકા ૧૯૧૬માં જોડાયા. તેઓ વલ્લભીપુરના ભગવાનજી બધેકાના પુત્ર. વઢવાણમાં વકીલાત કરતા હતા. મામા હરગોવિંદ પંડ્યા (મોટાભાઈ) તેમને દક્ષિણામૂર્તિના કાયદાને લગતા કામ માટે ભાવનગર બોલાવતા. તે વખતે ગિજુભાઈ અહીં નાનાભાઈ અને તેમના સાથીદારોએ જીવનલક્ષી નૂતન શિક્ષણનો જે મહાયજ્ઞ આદર્યો હતો તે મુગ્ધ ભાવે જોઈ રહેતા. આ યજ્ઞમાં આહુતિ આપવાનું તેમને પણ મન થઈ જતું. તેમણે આ વાત મામાને કહી. મામાને ગમ્યું. નાનાભાઈ પણ રાજી થયા અને ગિજુભાઈ વકીલાતનો વ્યવસાય છોડી દક્ષિણામૂર્તિમાં જોડાયા. એ વખતે કોઈને એવો ખ્યાલ ન હતો કે તેઓ જીવનભર બાળકોના વકીલ બની રહેશે.

ધૂળી નિશાળોમાં હિજરાતું બાળપણ તેમનાથી જોઈ શકાતું નહીં. ઘેર પુત્ર (નરેન્દ્ર)ના જન્મ પછી આ માટેના ઉપાયો શોધવાની લાગણી પ્રબળ બની હતી. મિત્ર દરબાર ગોપાલરાવની સલાહથી વસો મુકામે જઈ મોતીભાઈ અમીન પાસેથી તેઓ શ્રી છોટુભાઈ પુરાણી અનુવાદિત પુસ્તક 'મોન્ટેસરી પદ્ધતિ' લઈ આવ્યા હતા. કેળવણીના ક્ષેત્રમાં

નવું અજવાળું પ્રસરાવતા આ પુસ્તકના દુનિયાની ઘણી ભાષાઓમાં તરજુમા થયા હતા. ગિજુભાઈને મોન્ટેસરીના પ્રયોગો કરવાની પણ ઇચ્છા થયા કરતી.

દક્ષિણામૂર્તિમાં ગિજુભાઈને વિનય મંદિરના આચાર્યની જવાબદારી મળી. હોંશીલા ગિજુભાઈએ શિક્ષણકાર્યમાં પુષ્કળ પ્રયોગો કર્યા અને મિત્રો દ્વારા 'અખતરાખોર'નું ઉપનામ મેળવ્યું. પણ તેમને ઘણી વાર એવું લાગતું કે 'કેળવણી આપવાનું કામ હજી વધારે નાની ઉંમરથી થવું જોઈએ. અત્યારે તો આપણે ધૂળ ઉપર લીંપણ કરતા હોઈએ એવું લાગે છે.' આ વાત તેમણે સંચાલકોની મિટિંગમાં જણાવી. સંસ્થામાં એક 'બાળશાળા' શરૂ કરવાનો પ્રસ્તાવ મુકાયો. સંચાલકોએ તે માટેની જરૂરી તમામ સુવિધાઓ પૂરી પાડી. ગિજુભાઈ હવે વિનય મંદિરને બદલે 'બાળશાળા'ના આચાર્ય નિયુક્ત થયા.

ગિજુભાઈએ 'બાળશાળા' માટે જરૂરી તમામ તૈયારીઓ કરી. સાધનોની ખરીદી, બાળકોને લાવવા લઈ જવાની રાજ્યના વાહનની વ્યવસ્થા, દૈનિક આયોજન, વગેરે. તારીખ ૧ ઓગસ્ટ, ૧૯૨૦ના દિવસે 'બાળશાળા' શરૂ થઈ. એ દિવસનું શબ્દચિત્ર જોઈએ.

'મોદીના મકાનમાં દરબારી તંબુ તણાયા છે. વિશાળ શમિયાણા હેઠળ 'બાળશાળા'ના ઉદ્‌ઘાટનનો સમારંભ યોજાયો છે. રાજ્ય કાઉન્સિલના અધ્યક્ષ પ્રભાશંકર પટ્ટણી અને શ્રીમતી રમાબહેન પટ્ટણી, મોટાભાઈ, નાનાભાઈ વગેરે મંચ પર બિરાજમાન છે. શહેરના સન્માનિત ગૃહસ્થો તથા ૪૦ જેટલાં બાળકોથી શમિયાણો ખીચોખીચ ભરેલો છે. આરંભે પ્રાર્થનાગીત ગવાયું. આચાર્ય કાકાસાહેબ કાલેલકરનાં આશીર્વચનોનો સંદેશ વંચાયો. મોટાભાઈએ દિલ હલી જાય તેવી વાણી વહાવી. નાનાભાઈએ ગંભીર અને મીઠાશભર્યું પ્રવચન કર્યું. પટ્ટણી સાહેબે મંગળ બોલ કહ્યા અને શ્રીમતી રમાબહેન પટ્ટણીના વરદ હસ્તે 'બાળશાળા' ખુલ્લી મુકાઈ. બાળકોનાં મોં ગળ્યાં કરાવવામાં આવ્યાં. ગિજુભાઈ માટે તે ધન્ય દિવસ હતો. તેમનું અસ્તિત્વ આનંદના અતિરેકથી છલકાતું હતું. તેમણે બાળશિક્ષણના ક્ષેત્રમાં એક શકવર્તી પ્રયોગ આદર્યો હતો. સ્વતંત્ર બાળશિક્ષણ યુગના ભાવિ બાળમંદિરનું બીજારોપણ ભાવનગરમાં દક્ષિણામૂર્તિને આંગણે થયું. તેનો ઉત્સવ હતો'.[1]

'બાળશાળા'ના પ્રથમ દિવસનો અનુભવ નિરાશાજનક થયો. ઘણા દિવસોની પૂર્વ તૈયારી તદ્દન નિષ્ફળ ગઈ. ગિજુભાઈએ જે આયોજન કરેલું તે કામ ન લાગ્યું. સમય થતાં ૪૦ જેટલાં બાળકોનું ધાડું આવી

---

( [1].'બાળશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' લેખક: રામનારાયણ ના. પાઠક - પાના નં.44-45)

પહોંચ્યું. બધાં ચારેબાજુ જિજ્ઞાસાથી જોવા લાગ્યાં. સુશોભિત ચિત્રો અને કલાત્મક ગોઠવણીમાં મૂકેલાં રમકડાં જોઈ સ્વાભાવિક જ આકર્ષાયાં અને તે લેવા માટે તૂટી પડ્યાં. જે હાથ પડ્યું તે ઉઠાવ્યું. ઝૂંટાઝૂંટ થવા લાગી. એક બાળક ચિત્રો ભેગાં કરી થપ્પી બાંધી ફેરિયાની જેમ ખભે મૂકી ફરવા લાગ્યો. સૂચના કોણ સાંભળે? કોઈનો પરિચય ન હતો. નામ પણ આવડતાં ન હતાં. ગુસ્સે ન થવાય, બીક ન બતાવાય, તેવી સમજણથી પોતે બંધાયેલા હતા. આ સ્થિતિમાં પણ ધીરજ રાખી વિચાર કરતાં ગિજુભાઈની કોઠાસૂઝ કામ આવી. ગિજુભાઈએ બૂમ પાડી. ''છોકરાઓ... રે...'' કેટલાકે જવાબ આપ્યો ''હો... રે...'' ફરી વાર કહ્યું. ઘણા બધાએ જવાબ આપ્યો. પછી કહ્યું: ''જેને ભાઈ - બાપ વા'લા હોય તે મારી પાછળ આવે'' અને પછી ગિજુભાઈ આગળ ને ધાડું પાછળ. ઓરડાની બહાર લઈ જઈને એ જ યુક્તિથી બાળકોને બેસવાનું કહ્યું અને પછી વાર્તા માંડી. બાળકોને રસ પડ્યો. જેમતેમ પહેલો દિવસ પૂરો થયો. બીજા દિવસે રમકડાં, ચિત્રો હાથ ન પહોંચે એમ મૂક્યાં. રમત અને વાર્તા સાથે થોડો પરિચય કેળવ્યો. આત્મીયતા વધી. ત્રીજે દિવસે લાઈનમાં બેસાડ્યાં. પ્રાર્થના ઉમેરી. સાથે વાર્તા તો ખરી જ. આ દિવસોમાં રાત-દિવસ ચિંતન-મનન અને જરૂરી વાંચન ચાલતું રહ્યું અને આખરે અખૂટ



દક્ષિણામૂર્તિ દેવ

ધીરજ અને આત્મવિશ્વાસથી પોતાની કલ્પના પ્રમાણે કામ ગોઠવી શકાયું. થોડા સમયમાં બાળશાળાને ભાડાના મકાનમાંથી સંસ્થાના મકાનમાં લાવવામાં આવી હતી. વિનય મંદિરમાં કામ કરતા વિદ્વાન શિક્ષક શ્રી વિઠ્ઠલરાય આવત્સ્થી ગિજુભાઈ કરતાં ઉંમરમાં મોટા હોવા છતાં બાળશાળાના કામથી આકર્ષાઈને શિષ્યભાવે તેમની સાથે જોડાયા હતા. તેમણે બાળશાળાના પવિત્ર વાતાવરણને અનુરૂપ 'બાળમંદિર' નામ સૂચવ્યું. સૌએ સહર્ષ તે વધાવી લીધું.

ગિજુભાઈની પ્રકૃતિ જે કામ ઉપાડે તેમાં તદાકાર થઈ જવાની હતી. હાલતાં-ચાલતાં, ઊઠતાં-બેસતાં બસ બાળમંદિરના જ વિચારો આવ્યા કરે. ઝીણી મોટી વિગતો વિચારી અવનવાં આયોજન કરે. બીજે દિવસે તેનો અમલ થયો જ હોય. જરૂરી સુધારા-વધારા

કરી ફરી આગળનું વિચારે. જ્યાં વિઝન, મિશન અને એક્શનનો સુમેળ હોય ત્યાં સફળતા જ હોય. બાળમંદિરના કામની સુવાસ દૂર દૂર સુધી પહોંચી. ૧૯૨૨માં ટેકરી પર સુવિધાયુક્ત, ભવ્ય મકાન બન્યું. પૂ. કસ્તુરબા ગાંધીના હાથે તેનું ઉદ્‌ઘાટન થયું. નિષ્ઠાવાન સાથીઓ સામે ચાલીને આવવા લાગ્યા. મનુભાઈ મોરારજી ભટ્ટ સરકારી શાળા છોડીને આવ્યા. નર્મદાબહેન રાવળ, મોંઘીબહેન બધેકા, જયાબહેન, તારાબહેન મોડક, વિષ્ણુભાઈ ભટ્ટ વગેરેના સાથથી કાર્યફલક વિસ્તર્યું. પર્વત, શિખરો પર શોભતાં દેવી-દેવતાઓનાં મંદિરો જેવું બાળદેવોનું મંદિર પ્રથમ વખત ટેકરી પર બન્યું અને અન્ય મંદિરો જેમ પવિત્ર અને પૂજનીય બની રહ્યું.

આ પ્રકારનાં બાળમંદિરો સર્વત્ર હોવાં જોઈએ. એ વિચારથી તેના શિક્ષકો તૈયાર કરવા માટે ૧૯૨૩માં અધ્યાપન મંદિરની શરૂઆત થઈ. ગિજુભાઈ તેના આચાર્ય બન્યા.

બાળશિક્ષણને વધારે વ્યાપક અને સુવ્યવસ્થિત કરવા માટે ૧૯૨૫માં દક્ષિણામૂર્તિના આંગણે પ્રથમ 'મોન્ટેસરી સંમેલન' યોજાયું. સરલાદેવી સારાભાઈએ પ્રમુખ સ્થાન શોભાવ્યું. બાળશિક્ષણની પ્રવૃત્તિને વેગ મળે તે હેતુથી 'મોન્ટેસરી શિક્ષણ સંઘ'ની સ્થાપના કરવામાં આવી. સરલાદેવી પ્રમુખ અને ગિજુભાઈ તથા તારાબહેન મંત્રીઓ બન્યાં. પછીથી સંઘનું નામ 'નૂતન બાળશિક્ષણ સંઘ' રાખવામાં આવેલું. 'શિક્ષણ પત્રિકા' માસિક શરૂ કરવામાં આવ્યું. તેના દ્વારા બાળ શિક્ષણની અવનવી વાતો શિક્ષણપ્રેમીઓ સુધી પહોંચવા લાગી. બાળશિક્ષણનો વ્યાપ વધતો ગયો. ઠેકઠેકાણે બાળમંદિરો શરૂ થવા લાગ્યાં.

બાળશિક્ષણનું હાર્દ શું છે? કઈ ફિલસૂફી પ્રમાણે ગિજુભાઈએ બાળશિક્ષણનું માળખું બનાવ્યું હતું? જિજ્ઞાસુઓને તે જાણવું રસપ્રદ બનશે. શ્રી ભારતલાલ પ્રે. પાઠકે એમ.એડ.ની ડિગ્રી માટે ૧૯૭૮માં તૈયાર કરેલ શોધ-નિબંધમાંથી આ મુદ્દાઓ તારવ્યા છે.

**(૧) સ્વતંત્ર વ્યક્તિત્વ :** દરેક બાળકને પોતાનું કહી શકાય તેવું વ્યક્તિત્વ હોય છે. તેથી દરેક બાળક એકબીજાંથી અલગ હોય છે. એ કોઈના જેવું નથી હોતું. પોતાના જેવું જ હોય છે.

**(૨) બાળસન્માન :** બાળક સન્માનનું અધિકારી છે. સૌના મનમાં બાળસન્માનની ભાવના હોવી જોઈએ. તેની સાથેનો વહેવાર બાળકનું માન જળવાય તેમ થવો જોઈએ.

**(૩) સ્વાતંત્ર્ય :** પોતાના અંતઃકરણની સ્ફુરણા પ્રમાણે બાળકને પોતાની પસંદગીની પ્રવૃત્તિ કરવાની છૂટ હોવી જોઈએ. તેમાં બાળક વિકસે છે. માત્ર બાળક અશોભનીય કે કોઈને નડતરરૂપ કામ કરે ત્યારે જ તેને અટકાવવું જોઈએ.

**(૪) સ્વનિયમન :** કોઈ આદેશ કે દબાણ વિના માત્ર સૂચન કે નિર્દેશના આધારે બાળક પ્રવૃત્તિ કરે ત્યારે તેની પ્રવૃત્તિ રસમય બને છે અને તે એકાગ્રતાનો અનુભવ કરે છે. વારંવાર એ જ પ્રવૃત્તિ કરે છે. સુધારા-વધારા કરે છે. આ સ્વનિયમન છે. તેનું નિરીક્ષણ કરી શિક્ષકને કાંઈ ઉપયોગી લાગે તો બાળકને બતાવી શકે.

**(૫) અભિવ્યક્તિ :** માણસ સ્વસ્થ રહે છે તેમાં અભિવ્યક્તિનું મોટું પ્રદાન છે. તમામ પ્રકારની કલાઓ અને સર્જનો અભિવ્યક્તિની દેન છે. ચિત્ર, સંગીત, નાટક, વાર્તા, ગીતો, શણગાર, કલાસંગ્રહ આ બધા તેના પ્રકારો છે. હૃદયના વિકાસમાં અને સર્જનાત્મકતા ખીલવવામાં અભિવ્યક્તિ મદદ કરે છે.

**(૬) કુદરત પરિચય :** કુદરતનું સાંનિધ્ય હૃદયને વિશાળ બનાવે છે. પ્રવાસ, વનસ્પતિઉછેર, પશુ-પક્ષી પાલન, આકાશ દર્શન, આવી પ્રવૃત્તિઓથી કુદરતના પરિચયમાં આવી શકાય. તેમાંથી અન્યને ઉપયોગી થવાનું નીતિ શિક્ષણ અનાયાસે પ્રાપ્ત થાય છે. નિરીક્ષણ કરવાની ટેવ પડે છે. તેથી વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવાનાં બીજ રોપાય છે. ધીરજ અને શ્રદ્ધાને પોષણ મળે છે. સર્જનશક્તિ અને બૌદ્ધિક વિકાસને વેગ મળે છે. ઔદાર્ય અને સમભાવ જાગૃત થાય છે.

**(૭) ઇન્દ્રિય શિક્ષણ :** જ્ઞાનેન્દ્રિયો



તારાબહેન મોડક

જ્ઞાન મેળવવાનાં દ્વાર છે. તેનાથી જગતભરનું જ્ઞાન મળે છે. ભીતરની સુષુપ્ત શક્તિઓ જાગ્રત થાય છે. મેડમ મોન્ટેસરીએ જ્ઞાનેન્દ્રિયોને સશક્ત કરવા માટેનાં સાધનો બનાવ્યાં છે. આંખથી જોવું, કાનથી સાંભળવું, નાક દ્વારા સૂંઘવું, જીભથી સ્વાદ લેવો અને ચામડીથી સ્પર્શનો અનુભવ કરવો. એ બધું તો સૌ કરતાં જ હોય છે. પણ તેને માટેનાં સાધનો દ્વારા આ પાંચેય ઇન્દ્રિયો તેની પૂર્ણ ક્ષમતાથી કામ કરવા સક્ષમ બને છે. પરિણામે 'આસપાસનું જગત જીવંત છે' એવો વિશિષ્ટ અનુભવ થાય છે.

**(૮) શિક્ષકનું સ્થાન :** શિક્ષકમાં ગુણો શોધી કાઢવાની આવડત જોઈએ. જે અપાર ધીરજથી મળે છે. તેણે જલદી શીખવી દેવાની વૃત્તિ પર કાબૂ મેળવી બાળકને જાતે શીખતાં કરવાં જોઈએ. જરૂર હોય ત્યાં જ અને જરૂર હોય

એટલું જ બોલવું જોઈએ. 'હું શીખવું છું' એમ નહીં પણ 'હું મદદ કરું છું' અને 'શીખું પણ છું' એવી સમજણ કેળવવી જોઈએ. બાળક જેવું છે તેવું સ્વીકારી તેને ઉપયોગી થવું જોઈએ. શિક્ષકમાં ચોકસાઈ અને નિર્ણયશક્તિ હોવાં જોઈએ. શિક્ષકમાં 'દૈવી અને શાસ્ત્રીય શક્તિનો સુમેળ સધાયો હોય એવી અપેક્ષા રાખવામાં આવે છે.'

ઉપરોક્ત ફિલસૂફીમાં બાળ-શિક્ષણનું હાર્દ બતાવવાનો પ્રયાસ થયો છે. ગિજુભાઈએ તેને મૂર્તિમંત કરવા અથાક પ્રયત્નો કર્યા. નવા નવા પ્રયોગો, સુવ્યવસ્થિત આયોજન અને જરૂરી સુધારા-વધારા કરી બાળમંદિરના અભ્યાસક્રમનું એક માળખું તૈયાર કર્યું ને અમલ કર્યો. દરેક વર્ગને શ્રેણી કે ધોરણને બદલે 'ટુકડી' નામ આપ્યું. નાની બકુલ, મોટી બકુલ, પારિજાત અને ગુલાબ એવાં નામ અપાયાં. બાળક પોતાની કુદરતી ક્ષમતા પ્રમાણે ત્રણ-ચાર વર્ષ બાળમંદિરમાં કેળવાય. ઉપરોક્ત ફિલસૂફીને ચરિતાર્થ કરવા માટે બાળગીતો, બાળરમતો, અભિનય, જોડકણાં, તાલની રમત, શાંતિની રમત, વાર્તા, નાટક ઉપરાંત પ્રદર્શનો, પ્રવાસ, માટીકામ, ચિત્રકામ, સર્જનપ્રવૃત્તિ આ બધાંનો યથાયોગ્ય ઉપયોગ થાય એવી ગોઠવણ કરી. સાથે સાથે ઇન્દ્રિય શિક્ષણ, મુક્ત વ્યવસાય અને જીવન વ્યવહારનું શિક્ષણ તેનાં સાધનો દ્વારા અપાય એવી વ્યવસ્થા કરવામાં આવી. ભાષા અને ગણિત પણ સાધનો વડે શિખવાય એવું ગોઠવ્યું. ધ્યાન આપવા જેવી વાત એ છે કે બાળક ગુલાબ ટુકડીમાં એટલે કે ચોથા તબક્કામાં હોય ત્યારે પહેલા ધોરણનો અભ્યાસ કરતું હોય અને બાળમંદિર છોડી સીધું પ્રાથમિક શાળાના બીજા ધોરણમાં આવી જાય. દક્ષિણામૂર્તિ બાળમંદિરમાં પૂર્વે વર્ષો સુધી આવી રીતે જ કામ થયું છે.

એ સાબિત થઈ ચૂક્યું છે કે જન્મ સાથે કુદરત તરફથી બાળકને જે કાંઈ મળ્યું છે તે બધું જ બાળમંદિરની કેળવણી દ્વારા વધારે ઉત્કૃષ્ટ બને છે. બાળમંદિરમાં કેળવાય એ જ હોંશિયાર અને પ્રગતિ કરે એવો કોઈ દાવો બાળશિક્ષણનો નથી જ. પણ એટલું ચોક્કસ કહી શકાય કે બાળમંદિરમાં બાળક હળવું ફૂલ હોય, મોજમાં હોય, ખરા અર્થમાં ભાર વગર ભણે છે. આવા બાળકનું તન તંદુરસ્ત હોય છે. મન સંવેદનશીલ અને મજબૂત હોય છે. તેમ જ બુદ્ધિ વધારે સતેજ હોય છે.

પોતાને પ્રાપ્ત થયેલ બાળશિક્ષણની મૂલ્યવાન ભેટને ચિરંજીવી રાખવા અને ચોમેર પ્રસરાવવા માટે ગિજુભાઈએ ધોધમાર લખ્યું. તેમને વાગેશ્વરી દેવી શારદાનું વિશિષ્ટ વરદાન મળ્યું હતું. કેમકે વાચક તેમને વાંચે ત્યારે અભિભૂત થયા વિના નથી રહેતો. ગિજુભાઈની હયાતી ન હોવા છતાં તેમના વૈવિધ્યપૂર્ણ

અક્ષરદેહનો પ્રભાવ અકબંધ રહ્યો છે. તેમણે જે કાંઈ લખ્યું તે દૈનિક કામકાજ કરતાં કરતાં અને મોટેભાગે રાતના સમયે લખ્યું છે. તે હકીકત વધારે ચકિત કરે છે. મોટાભાગનું તેમણે લખ્યું, કેટલુંક લખાવ્યું, થોડું સંપાદન પણ કર્યું. વિષય વૈવિધ્યથી ભરપૂર નાનામોટાં ૨૧૪ પુસ્તકો સાથે ગિજુભાઈનું નામ જોડાયેલું છે.

કેટલાંક વર્ષો શિક્ષણ પત્રિકા હિન્દીમાં અને મરાઠીમાં પણ માસિક રૂપે પ્રગટ થતી રહી.

હવે જુઓ કુદરતની અકળ કળા. ભારતની શિક્ષણ પ્રથામાં જીવનલક્ષી કેળવણીના સફળ પ્રયોગો કરી યુગપ્રવર્તક કામ કરનાર 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન' સંસ્થા ૩૦ વર્ષ પણ પૂરાં ન કરી શકી. સંસ્થાના વંદનીય વિભૂતિઓ તેમના વ્યક્તિત્વની વિશિષ્ટતાઓના કારણે જ એક છત્ર નીચે વધારે વખત કામ ન કરી શક્યા. ૧૯૩૯માં સંસ્થા વિખેરાઈ ગઈ. જોકે સંસ્થાના કામનું અન્ય જગ્યાએ વિસ્તરણ થયું. એવો અર્થ પણ કરી શકાય.

૧૯૩૬માં છૂટા થઈ ગિજુભાઈએ રાજકોટમાં અધ્યાપન મંદિર શરૂ કર્યું. તેમને દમનો રોગ થયો અને પક્ષઘાતના હુમલાના કારણે ૧૯૩૯માં તેમનું દુઃખદ અવસાન થયું. ૧૯૩૮માં નાનાભાઈએ નિયામક પદેથી રાજીનામું આપ્યું અને આંબલા ગામે ગ્રામ દક્ષિણામૂર્તિ


મેડમ મોન્ટેસરી

સ્થાપી. તેઓને ગાંધીજીના વિચારો પ્રમાણે ગામડાંઓ માટે કામ કરવાનું વધારે જરૂરી લાગતું હતું. હરભાઈએ ૧૯૩૯માં ભાવનગરમાં જ 'ઘરશાળા' સંસ્થા શરૂ કરી. જેમાં સહશિક્ષણ, સ્વાધ્યાય પદ્ધતિ, મુક્ત વાતાવરણ જેવા સફળ પ્રયોગો થકી અનોખું કામ કર્યું. તારાબહેન મોડકે મહારાષ્ટ્રમાં બાળશિક્ષણ ક્ષેત્રે એવું ભગીરથ કાર્ય કર્યું, જેથી તેમને ભારતસરકાર દ્વારા 'પદ્મવિભૂષણ'નું સન્માન મળ્યું.

દક્ષિણામૂર્તિની એક એક શાખાઓ અધ્યાપન મંદિર, વિનય મંદિર, છાત્રાલય, પ્રકાશન મંદિર ફટાફટ બંધ થવાં લાગ્યાં. માત્ર જેની શતાબ્દી નિમિત્તે આ લેખ લખાયો તે બાળમંદિરનો દીવો ઝાંખો ઝાંખો પણ ટમટમતો રહ્યો. ગિજુભાઈ

સાથે કામ કરી તૈયાર થયેલા શિક્ષકોએ બાળમંદિર ચાલુ રાખ્યું. સંસ્થાનાં અન્ય મકાનો, વિશાળ પ્લોટો વગેરેની દેખરેખ માટે નાનાભાઈએ કેટલાક સાથીમિત્રોને સંસ્થાનાં મકાનોમાં રહેવા માટે સમજાવ્યા અને પોતે પણ આંબલાથી આવવા જવાનું ચાલુ રાખ્યું.

હવે આ સંસ્થાના દેહમાં ફરી વખત પ્રાણ પૂરે એવી વ્યક્તિઓની શોધખોળ ચાલુ થઈ. આઠેક વર્ષ વીતી ગયાં. 1946-47માં ગિજુભાઈના સુપુત્ર નરેન્દ્ર બધેકાને બોલાવવામાં આવ્યા. સંસ્થામાં જ ઉછરેલા, તેમને અહીંનું આકર્ષણ અને સંસ્થાપ્રેમ હોય જ. તેઓ તાજેતરમાં જ શાંતિનિકેતનના સ્નાતક થયા હતા. તેમનાં પત્ની વિમળાબહેન (વિમુબહેન) ગાંધીઆશ્રમમાં રહેલા છગનલાલ જોશીનાં સુપુત્રી હતાં. વિમળાબહેનને ગાંધીજીનો ખોળો ખૂંદવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું. આ દંપતીએ પ્રથમ બાળમંદિર અને બાળ અધ્યાપન મંદિરનું સુકાન સંભાળ્યું. સંસ્થામાં પુનઃ શિક્ષણનો સળવળાટ શરૂ થયો. ૧૯૫૦માં નવા ટ્રસ્ટીમંડળની કોર્ટ માન્ય સ્થાપના થઈ. થોડા જ સમયમાં છાત્રાલય અને કુમાર મંદિર (પ્રાથમિક શાળા) પણ શરૂ થયાં.

નરેન્દ્રભાઈએ બાળ અધ્યાપન મંદિર અને વિમુબહેને બાળમંદિર સંભાળી ગિજુભાઈના વારસાને ઘણાં વર્ષો સુધી ઉત્તમ રીતે દીપાવ્યો. તે દરમ્યાન એક દુઃખદ ઘટના ઘટી. ૧૯૬૭માં નરેન્દ્ર બધેકાનું હાર્ટ એટેકથી અવસાન થયું. સંસ્થા રાંક બની. વિમુબહેન એકલાં પડી ગયાં. તેમના બે પુત્રો અમેરિકા હતા. ત્યાં આવી જવા ખૂબ આગ્રહ કર્યો પણ બાળમંદિર છોડીને વિમુબહેન ન ગયાં. થોડા જ વખતમાં સ્વસ્થતા મેળવી શિક્ષણકાર્યમાં ખૂંપી ગયાં. પછી પણ પુત્ર બોલાવે એટલે આવતાં જતાં રહ્યાં પણ સંસ્થા ન છોડી. તેમણે બાળમંદિરની ગિજુભાઈ સ્થાપિત પરંપરાઓને અને મૂળભૂત સિદ્ધાંતોને સાચવી જાળવી રાખ્યાં. તેઓને ગિજુભાઈ પાસેથી રૂબરૂ તાલીમ લેવાની તક મળી જ ન હતી. પણ તેમણે ગિજુભાઈના સાથી-શિક્ષકો પાસેથી તેમજ પતિ નરેન્દ્ર બધેકા પાસેથી જરૂરી બધું જ જ્ઞાન આત્મસાત્ કરી લીધું હતું. તેઓ સૌથી વધારે વર્ષો ૩૦ વર્ષ સુધી બાળમંદિરનાં આચાર્યા રહ્યાં. પછીનાં વર્ષોમાં અન્ય આચાર્યોએ પણ તેમની છત્રછાયામાં બાળમંદિરને સતત જીવંત રાખ્યું. બાળમંદિરને પ્રતિભાસંપન્ન અને સમર્પિત ભાવે કામ કરનારા કાર્યકરો મળતાં જ રહ્યા. દરેકની વિશેષતાઓની વાતો થઈ શકે. પણ લેખની મર્યાદામાં રહી બે-ત્રણ નામોથી સંતોષ માનીએ. તરત યાદ આવે છે નાનુ મામા. (મહેન્દ્ર લા.ભટ્ટ) તેમણે મા મા એટલે બે માતાઓ જેટલો બાળપ્રેમ દાખવી નિવૃત્તિ સુધી કામ કર્યું. 10 વર્ષ આચાર્ય પણ રહ્યા. બીજું નામ યાદ આવે છે લીલાબા જાડેજા. તેમણે પ્રારંભમાં



વિમુબહેન બધેકા



નરેન્દ્ર બધેકા

સવારના બાળમંદિરનું સંચાલન કર્યું. વાલીઓની વારંવારની માગણી અને પ્રવેશના ધસારાને પહોંચી વળવા સવારની પાળીમાં પણ બીજું બાળમંદિર શરૂ કરેલું. પછીનાં વર્ષોમાં તેમણે બંને બાળમંદિરમાં આચાર્યા તરીકે યશસ્વી કાર્ય કરેલ. સવારે આવે તે સાંજે બંને બાળમંદિરનાં કામો પૂરાં કરીને જ ઘરે જતાં. લગભગ ૨૭ જેટલાં વર્ષો કામ કરી તેઓ નિવૃત્ત થયાં.

ગિજુભાઈનું કામ તાજગીસભર અને નૂતન રહે એ માટે બાળમંદિરમાં ઘણું નવું નવું ઉમેરાતું રહ્યું. પપેટ શો, રાત્રી-રોકાણ, વિવિધતાપૂર્ણ નવાં નવાં બાળગીતો, નવી નવી સર્જનપ્રવૃત્તિઓ વગેરે ઉમેરાયાં અને હજી પણ આ વલણ ચાલુ છે.

બાળ કેળવણીકાર તરીકે ઉત્તમ કામ કરનાર વિમુબહેન વહીવટ કામમાં કાચાં પડ્યાં. તે પાસું નબળું પડ્યું. તેમાં વધતી જતી ઉંમરની અસર પણ કામ કરી ગઈ. સંસ્થામાં ૬૦ વર્ષ સુધી કામ કરી ૨૦૦૭માં તેમણે દેહ છોડ્યો. પરિણામે કેટલાક સ્વહિતચિંતકોએ લાભ ખાટવા કોર્ટ કેસ કર્યા. કેટલાંક વર્ષો સુધી ફરી એકવાર સંસ્થા અરાજકતાનો ભોગ બની પણ ટ્રસ્ટીમંડળના સભ્ય અને સાંસદ લોકસેવક પ્રસન્નવદન મહેતાએ કાયદેસરની જબરી ફાઇટ આપી. ઘણા બધા પૂર્વ વિદ્યાર્થીઓ તેમની પડખે ઊભા રહ્યા. છેવટે જે કોર્ટ હુકમ થયો તે મુજબ નવું ટ્રસ્ટીમંડળ બન્યું. મજાની વાત એ બની કે ૭ ટ્રસ્ટીઓમાંથી ૪ તો સંસ્થાના પૂર્વ વિદ્યાર્થી છે. 'પોતાને જ્યાંથી ઉત્તમ કેળવણી મળી છે તેનું બની શકે તેટલું ઋણ અદા કરવું અને આવો લાભ આવતી પેઢીને પણ મળતો રહે' તેવી ભાવનાવાળા યુવાન ટ્રસ્ટીઓ અને તેમનું મિત્રવર્તુળ હાલ કાર્યરત

છે. બાળમંદિરના જૂનાં મકાનને નવો ઓપ આપવો, વધુ સુવિધાયુક્ત બીજું મકાન બનાવવું વગેરે કામકાજ સૌના સહકારથી પૂરજોશમાં ચાલી રહ્યું છે. સમગ્ર સંસ્થા પરિસર વધારે રમણીય બન્યો છે. લેખના પ્રારંભે લખ્યું છે તેમ 'શતાબ્દી મહોત્સવ' પણ ઉજવાતો હતો. જેમાં પૂર્વ વિદ્યાર્થીઓના મિલનોત્સવો, વિદ્વાનોનાં વક્તવ્યો, તાલીમના કાર્યક્રમો વગેરે થયાં હતાં.

કોર્ટ કેસોના કટોકટી કાળમાં દીપાબહેન પટેલે આચાર્યાની જવાબદારી નિભાવી હતી. નવા ટ્રસ્ટીઓએ બાળ અધ્યાપન મંદિરનાં નિવૃત્ત આચાર્ય પ્રવિણાબહેન વાઘાણીને હવે બાળમંદિરનાં આચાર્યા નિમ્યાં છે. બાળ અધ્યાપન મંદિરના અધ્યાપકો અને તાલીમાર્થીઓ પણ અહીંની દરેક પ્રવૃત્તિઓમાં હાજર હોય છે. તેથી આ બાળમંદિરની ગુણવત્તામાં અને કાર્યક્ષમતામાં વધારો થયો છે. અત્યારે યુનિસેફ, એન.સી.ઇ.આર.ટી., જી.સી.ઇ.આર.ટી. વગેરેએ પણ દક્ષિણામૂર્તિના ઘણા વિચારો સ્વીકાર્યા છે.

ગિજુભાઈએ બાળશિક્ષણ ક્ષેત્રે કરેલ કામો હવે સર્વ સ્વીકૃત બન્યાં છે. નવી શિક્ષણનીતિમાં પણ નાનાં બાળકોના શિક્ષણનો સ્વીકાર થયો છે. શતાયુ બનેલું બાળમંદિર તેની સાક્ષી પૂરે છે. સ્વ. જુગતરામ દવે રચિત ગીત 'વહાલું મારું બાળમંદિરિયું' જે બાળમંદિરનું રાષ્ટ્રગીત હોય તેમ દરેક પ્રસંગે ગવાય છે. તેની પંક્તિઓ સાથે અહીં અટકીએ

'ટેકરીને શિખરે મંદિર અમારું, દેરાની જાણે ધજાય વહાલું મારું બાળમંદિરિયું'

❑❑❑

## સંદર્ભ સાહિત્ય


| ક્રમ | પુસ્તક | લેખક | પ્રકાશક |
|---|---|---|---|
| 1 | ઘડતર અને ચણતર(નવમી આવૃતિ) | નાનાભાઈ ભટ્ટ | સંસ્કાર સાહિત્ય મંદિર અમદાવાદ |
| 2 | બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ | રામનારાયણ ના. પાઠક | સંસ્કાર સાહિત્ય મંદિર અમદાવાદ |
| 3 | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન | રવીન્દ્ર અંધારિયા | સંસ્કાર સાહિત્ય મંદિર અમદાવાદ |
| 4 | ગિજુભાઈનું કેળવણી પ્રદાન | ભારતલાલ પ્ર. પાઠક | આર. આર. શેઠ એન્ડ કંપની |




# લતા

**☐ પ્રદીપ સંઘવી**

**કૉ**લેજના પટાંગણમાં મોટું વનસ્પતિ-પ્રદર્શન હતું. મારી બાજુમાં એક નવયુગલ હતું. યુવતીએ સાથીનો હાથ પકડીને કહ્યું, ''જો તો! કેવાં સરસ ફૂલ છે!''

''અરે હા!''

''કયાં છે?''

યુવકે વાંકા વળીને જોયું. નામ વાંચ્યું. બોલ્યો, ''બોગનવેલિયા.'' પછી યુવતી સામે જોઈ કહે, ''આને તો જાતજાતનાં ફૂલો હોય છેને?''

''છે જને! જો તો! ફાલસાં, ભૂરાં, લાલ, કેસરી, પીળાં.....''

અંદરથી ઝીણું, સફેદ ફૂલ ધીમા સાદે બોલ્યું, ''ફૂલ તો અહીં છે; અંદર!'' તે તેમણે સાંભળ્યું નહિ અને આગળ વધી ગયાં.

* * *

આજે ભારતનાં ગામ-શહેરોમાં કદાચ આ વેલ સહુથી વ્યાપક પ્રમાણમાં જોવામાં આવે છે. એનું વતન બ્રાઝિલ. એક પ્રસિદ્ધ ફ્રેંચ નાવિક, એલ. એ. દ બૉગેનવેલ (L.A. de Bougainvillea)-ના સન્માનમાં વનસ્પતિને તેનું નામ ઈ.સ. ૧૭૮૯માં આપવામાં આવ્યું. આ સાહસિકે સન ૧૭૬૬-'૬૯ દરમ્યાન

દુનિયાની દરિયાઈ સફર કરી હતી અને બ્રાઝિલમાંથી આ વનસ્પતિના નમૂના એકઠા કર્યા હતા.

ભારતમાં તે સન ૧૯૨૦માં આવી તેવા અહેવાલ છે. પણ આજે તે વસવાટનાં ક્ષેત્રોમાં કદાચ પહેલો ક્રમ ધરાવતી હશે. અનેક રંગનાં ફૂલો ધરાવતી આ વેલ સહેલાઈથી ઊગે છે. તેની ખાસ માવજત પણ નથી કરવી પડતી; સિવાય, કાપકૂપ. ઘણી વાર મોટાં વૃક્ષોને સાવ ઢાંકી પણ દે છે. પુષ્કળ સંકરણ (હાઇબ્રિડ) કર્યાથી તેના અનેક પ્રકારો જોવા મળે છે. તેના રંગો પણ ઝળકતા - લાલ, પીળા, કેસરી, ભગવા, ભૂરા, ફાલસા - તેમની વચ્ચેના, અને વળી એકથી વધારે રંગના પણ. મુંબઈના ગોરાઈ ટાપુ પર કેટલાંક ઘરો પાસે અને ચર્ચ પાસે સફેદ બૉગેનવેલ તેના સાદા વૈભવથી ખાસ ઊઠી આવે છે. જો કે ઘણુંખરું તે આડેધડ ઊગતી ને વધતી દેખાય છે. યોગ્ય અંતરે વ્યવસ્થિત, જુદા જુદા રંગના પટ્ટા કર્યા હોય, તેવું તો જવલ્લે જ જોવા મળે. પણ મને યાદ છે ત્યાં સુધી ગાંધીનગરનું સ્વામીનારાયણ મંદિર આ બાબત સરસ અપવાદ છે.

આપણે જેને ફૂલ કહીએ છીએ તે વાસ્તવમાં વિશિષ્ટ પાન (અં.bract) છે. ફૂલ તેમની અંદર, ઝીણાં, આછા રંગનાં અને ઉપેક્ષિત જ હોય છે.

* * *

આવી જ બીજી સામાન્ય વેલ તે મધુમાલતી. તે ય તેવી જ રૂપસી. તેનાં સફેદ ફૂલ થોડા સમયમાં હળવા અને પછી ઘેરા ગુલાબી રંગનાં થાય. એક જ સ્થળે-સમયે આ બધા રંગો સાથે દેખાવાથી ખૂબસૂરત લાગે. ફૂલો થાય પણ વિપુલ પ્રમાણમાં. ફૂલોના ગુચ્છા



મધુમાલતી


જૂઈ

વાંકા કે ઊંધા લટકતા હોય. વધારામાં તેની સુગંધ પણ મધુરી. આને રંગૂન વેલ કે બર્મા વેલ પણ કહે છે. મૂળ વતન મ્યાનમાર, મલેશિયા, ફિલિપાઇન્સ વગેરે. પણ હવે તો તે ભારતીય થઈ જ ગઈ છે. અને દેશના સીમાડાઓ તો મનુષ્ય માટે છે; પશુ, પક્ષી કે વનસ્પતિ માટે થોડા જ છે?

એક વાર મધ્યપ્રદેશના બાવનગજા તીર્થક્ષેત્રમાં રોકાયેલા. એપ્રિલની રાત. આંગણામાં મંજરીથી છલકાતો આંબો અને એને ઘેરીને ઊભેલી મધુમાલતી. બંનેની સુગંધ ગાઢ, મધુરી ને વ્યાપક. અંદરોઅંદર મોજાં ઊછળે. જાણે બે ચોમાસુ નદીઓનો સંગમ. તેમાં સપડાયેલાની શી દશા થાય? તે થઈ.

* * *

જ્યાં અવારનવાર તરવા જાઉં, તે સ્વીમિંગ પુલની એક બાજુએ વેલો ઉગાડી છે. એક છેડે જૂઈ, વચ્ચે ચમેલી અને બીજે છેડે મધુમાલતી. જૂઈને ફૂલો આવે શિયાળામાં. મધુમાલતીને ઉનાળામાં અને ચમેલીને ચોમાસામાં. તરી લઉં એટલે થોડી વાર પાણીમાં ચત્તો પડી રહું – આ છેડે, ઓલે છેડે કે વચ્ચે – જેવું જેનું ખેંચાણ. સુગંધ તો બહાર પણ હોય; પણ જરા પાણીમાં ઓગાળી હોય તો શરબત સરસ થાય. ખરું ને?

અને જંગલની તળાવડીમાં તરતો હોઉં ત્યારે ...પણ જવા દો! અત્યારે લતાઓની વાત કરીએ છીએ. વનલતાની કરીએ ત્યારે તેમનો વારો.

* * *

અમારા જૂના ઘર પાસે એક મકાન પર વેલી ત્રીજા માળ સુધી ચડી ગઈ હતી. પણ તે પાછળની, બારી વિનાની (અણમાનીતી) દીવાલ પર. આઠ મહિના તો તે ખાસ ધ્યાન ખેંચતી નહિ. પણ ચોમાસામાં અચૂક ખેંચે. ત્યારે એનો આખો પથારો ગુલાબી ફૂલોથી છલકાય. ફૂલ નાનાં, એક સે.મી.; પણ ગુચ્છામાં. ફૂલ હજારોની સંખ્યામાં એટલે મકાનની તે દીવાલનો જાણે કાયાકલ્પ જ થઈ જાય. ત્યારે તેનું નામ ખબર નહિ. પણ અમે વર્ષાવેલી કહેતા. આ જ વેલ જતે

દહાડે મેં જંગલમાં પણ જોઈ. હવે આ મૂળ શહેરની કે વનની? કોણ કહે? સંદર્ભસૂત્રોમાં તપાસતાં જાણ્યું કે મૂળ તો આ મેક્સિકોની. વધે ઝડપથી ને સહેલાઈથી. ગુજરાતી નામ તો નથી; પણ વિદેશી નામો સરસ છે. 1) Coral vine. બરાબર; પરવાળાંની વેલ. 2) Love vine. 3) Chain of love. પાંદડાં ઘેરાં લીલાં રંગનાં અને નીચેથી હૃદયાકાર. તેમાં પરોવેલાં ફૂલ આવાં ખૂબસૂરત. આ બે નામ પણ સાર્થક. 4) Bride's tears. નવોઢાનાં અશ્રુ! હવે આનું રહસ્ય શું હશે? કોણ જાણે! આપણે શું કહીશું? પ્રણયલતા? પ્રવાલ-વલ્લી? તમે ચિડાઈને કહેશો - તમે જ્યાં ત્યાં અઘરા સંસ્કૃત શબ્દો પીરસો છો, તે ગળે ઊતરતા નથી. ઠીક ત્યારે; વર્ષાવેલી ચાલશે?

* * *

પૂજ્ય રવિશંકર મહારાજ કોઈને ઘરે ગયેલા. આંગણામાં જાતજાતનાં ફૂલ-છોડ અને વેલીઓ. ''આ શું છે?'' એમ પૂછ્યું, કે ભાઈ તો ઉત્સાહથી વર્ણન કરવા લાગ્યા : આ બારમાસી. આ અમેરિકન ગુલાબ. આ ચમેલી. આ બોગેનવેલ વગેરે, વગેરે. ''આમાં કંઈ ફળ આવે?'' મહારાજે પૂછ્યું. ''ના; આ તો બધાં શોભાનાં ફૂલ-છોડ છે.'' મહારાજે કહ્યું, ''ત્યારે ભલા! આમાં રીંગણાં, ટમેટાંના છોડ વાવ. કે દૂધી, કાકડી, ગલકાં કે વાલોળના વેલા વાવ, તો શો વાંધો? એ બધાંનેય ફૂલો આવે છે, સરસ મજાનાં. ને વળી રસોડામાં ઉપયોગી પણ ખરાં.'' પેલા ભાઈ માથું ખંજવાળવા લાગ્યા.

મહારાજની વાત સાચી. પણ હુંયે શહેરી માણસ. ખેતર-વાડીની વનસ્પતિનો ખાસ પરિચય નહિ. એક વાર સાઈકલ લઈને ગોરાઈ ગયેલો. ખાસ્સી રઝળપટ્ટી કરીને પાછાં વળતાં એક વાડી જોઈ. (ગોરાઈમાં આવી ઘણી વાડીઓ છે.) ખેડૂતે પાણી પાયું. જરા થાક ખાધો. પછી જોઉં તો ક્યાંક કાકડી લટકે; ક્યાંક દૂધી. ક્યાંક પાપડીના વેલા. ક્યાંક સફેદ ફૂલ, ક્યાંક પીળાં, ક્યાંક નીલાં ને ક્યાંક વેંગણી. ખરું કહ્યું, મહારાજ! ફૂલ તો બધાંય સુંદર! દેશનાં કે વિદેશનાં. ગામનાં કે શહેરનાં. વાડીનાં કે વનનાં.

મેં ત્યાંથી થોડું શાક લીધું. પૈસાનું પૂછ્યું, તો કહે, ''રહેવા દો; કંઈ નહિ.'' મેં કહ્યું, ''કંઈ નહિ કેમ ભાઈ? આટલી મહેનતથી ઊગે છે ને!'' તો કહે, ''ઠીક શેઠ! તમે ક્યાં રોજ રોજ આવો છો?'' પરાણે પૈસા એના હાથમાં મૂકીને નીકળ્યો.

વનસ્પતિ જેવી ઉદાર હોય છે, તેવા જ ઘણા નાના માણસો પણ હોય છે.

* * *

વેલીઓનો વંશવેલો તો ખૂબ બહોળો છે. આપણે થોડી પ્રસાદી જ લીધી. હવે જઈશું જંગલમાં?





# ગોડી નદી

☐ અરવિંદ બારોટ

**(લોકકથા)**

**ત**ળાજા પંથકનું ટીમાણા ગામ.

ભાર્યે રૂડું ને રઢિયાળું. ચણોઠીના ઢગલા જેવું શોભીતું...! લીલીકુંજાર વાડીયું ઉપરથી વહેતા વાયરા ગામને માથે ટાઢાબોળ વીંઝણા ઢોળે છે. પાડાની કાંધ જેવી કાળી ભોંમાંથી ઊપજેલાં ઢગલામોઢે ધાનથી ખળાવાડ્યું ઊભરાય છે. ખેડુના પટારા સોના-રૂપાથી હાંફે છે. રિદ્ધિ-સિદ્ધિ તો શેરીયુંમાં આંટા મારે છે. આવું અભર્યે ભરેલું, સંપીલું ને સદેખું ગામ છે. માવતરને જેમ છોરું વહાલાં હોય એમ ગામના રાજવીને એની રૈયત વહાલી છે. રાજા-પ્રજાના આવા સુમેળથી ગામમાં કાયમના સુખ, સંતોષ ને શાંતિ છે.

તોય ગામના ઠાકોરને મનમાં એક ખટકો છે: આવા રળિયામણા ગામના પાદરમાં જો એક નદી વહેતી હોય તો ટીમાણા ગામ ઇન્દ્રાપુરી જેવું ઓપી ઊઠે! ઉપરવાળાએ આ એક જ ખામી રાખી છે...!

o

કારતક મહિનો છે. ટાઢ્ય તો હજી સંકોડાતી સંકોડાતી હળવાં પગલે હાલી આવે છે. ગામલોક ખેતીવાડી- માંથી પરવાર્યું છે. એવા સમયે ગૌડ-બંગાળથી ઊતરેલા ગોડિયા પોતાનો કરતબ બતાવીને ગુજરાન પૂરતું કમાવા માટે સૌરાષ્ટ્રનાં ગામડે ગામડે ફરે છે. એવા

જ એક કબીલાએ ટીમાણાની સીમમાં દંગા નાખ્યા છે.

ગામધણીનો રાજીપો માગીને ગોડિયે ગામને ઝાંપે રમત્ય માંડી છે. ગામેડુ ભેગું થયું છે. ઢોલિયે ચડીને ઠાકોર બેઠા છે. અંગ-કસરતની કળા દેખાડીને સૌને અચંબિત કરી દીધાં. પછી જંતર-મંતરથી માયાવી જગત ખડું કરવાના ખેલ માંડ્યા.

ધોળે દિવસે અંધારી રાત દેખાડી... આકાશમાં તારા... અને ચારે કોર તમરાં બોલે...ઈ જ આકાશમાં ચાંદો ઉગાડ્યો. આંખના પલકારામાં પાછો હતો ઈનો ઈ દિવસ લાવી દીધો.

શિયાળાની રત્યમાં ધોમ ધખતા ઉનાળાનો તાપ ઉતાર્યો. એક પળમાં તો વાદળાં ઘેરાણાં, વીજળી ચમકી, મેઘગર્જના થઈ. ધીમેધીમે છાંટા પડવા માંડ્યા. ગામલોક ભીંજાય નો ભીંજાય એટલી વારમાં તો ગોડિયાએ અસલ જે હતું ન્યાં બધાંને મૂકી દીધાં. ગમલોકો તો ચિતરામણમાં આળેખ્યાં હોય એમ છક થઈ ગ્યાં છે.

'રંગ, ગોડિયા...! તને ઝાઝેરા રંગ...! રંગ તારી કળાને...! ભાઈ, ગોડિયા! તેં કરામત્ય તો ઘણી કરી. પણ, તું ગામના પાદરમાં વહેતી નદી દેખાડી દે તો હું માનું! નદી જોવાની મારી ઝંખના છે... જો તું કરી દેખાડ્ય તો તું માગે ઈ આપું...'

'બાપુ! નદી તો હમણાં વહેતી કરી દઉં. પણ, ઈ તો મંતરથી સરજેલી, ઘડી બે ઘડી જ રે'શે...!'

'બે ઘડી તો બે ઘડી! મારા ગામને પાદર એય ને, રૂપાળી નદી વહેતી હોય...! બેય કાંઠે ઘટાટોપ વનરાજી હોય! પનિહારિયું પાણી ભરતી હોય! છોકરાં ધૂનામાં ધૂબકા મારતાં હોય! બસ, એક વાર નીરખી લઉં એટલે મારો મનખ્યો ન્યાલ!'

'ભલે, બાપુ...!'

o

ગોડિયે ધૂળની ચપટી ભરી. જમણી હથેળીમાં મૂકી. મંતર ભણીને ફૂંક મારી. મેઘરવો જામ્યો હોય એમ બધું ઝાંખું થયું. થોડી જ વારમાં બધું ચોખ્ખું થયું... પણ, ત્યાં તો અચરજ!

ગામના પાદરમાં નદી...! રૂપાનો રસ વહેતો હોય એવાં સેંજળ પાણી હાલ્યાં જાય છે. બેય કાંઠે લકુંબઝકુંબ ઝાડવાં વહેતા જળનાં ઓવારણાં લ્યે છે.

રાજાના આનંદનો કોઈ પાર નથી. હરખની કિલકારી કરતું ગામલોક નદી ભણી દોડ્યું.

'ભાઈ, ગોડિયા! આ નદીને આમ ને આમ જીવતી રહેવા દે! તને સો વીઘા જમીન આપું, ખોરડાં આપું...! તને ન્યાલ કરી દઉં!'

'બાપુ! આ તો બધી માયા! ખાલી ભરમ...! આ સાચું નો હોય! આ નદી તો મંતરની સરજેલી!'

'તો ઈ મંતરને પાછાં નો વાળતો! તો તો નદી રહી જાય ને?'

'બાપુ! મંતર પાછાં નો વાળું તો

અમારું ગોડિયાનું ધનોતપનોત નીકળી જાય!'

ઠાકોરના મનમાં પાપ ઊગ્યું. ઘાતકી વિચાર આવ્યો. વીજળીનો ઝબકારો થાય એટલી વારમાં તો તલવાર કાઢીને ગોડિયાનું માથું ઉડાડી દીધું. ગોડિયાની સાથેના બે માણસો ભાગ્યા.

દંગામાં જઈને વાત કરી. મરનાર ગોડિયાની સ્ત્રીના ખોળામાં ધાવણો દીકરો હતો. દંગો ઉપાડીને ભાગ્યા. પંથક મેલી દીધો.

મંતર પાછાં ન વળ્યા એટલે નદી એમ ને એમ રહી ગઈ.

○

પચીસેક વરસ પછી.

ગોડિયાનો દીકરો જુવાન થયો છે. મંત્ર-તંત્રની સાધનામાં બાપ કરતાં સવાયો થયો છે. ગોડિયાની વિધવા પત્નીનું તપ હવે પાક્યું છે.

'બેટા! તારા બાપનો મારતલ હજી જીવે છે. તારી વિદ્યાના બળે તારા બાપનું વેર વાળવાનું ટાણું હવે આવી ગ્યું છે.'

○

ટીમાણાના પાદરમાં ગોડિયે રમત્ય માંડી. એ જ રાજા છે. ગોડિયો અવનવા કરતબ દેખાડે છે. ઝોળીમાંથી કેરીની ગોટલી કાઢી. ભોંમાં એક તસુ જેટલો ખાડો ગાળી, એમાં ગોટલી રોપી. કળશ્યો ભરીને પાણી પાયું.. મંતર ભણીને ધૂળની ચપટી નાખી. જમીનમાંથી કોંટો ફૂટ્યો. પછી છોડ થયો. છોડમાંથી મોટું ઝાડ થયું. થોડી ક્ષણોમાં તો ઘટાટોપ આંબો થયો.. ડાળેડાળે લૂંબોઝૂંબો કેરી...! કેરીની મીઠી સોડમથી આખું પાદર મઘમઘી ઊઠ્યું.

કારતક મહિને કેરી...? રત્ય વગરનાં ફળ..?

'ભાઈ... ભાઈ...! ગોડિયા! રંગ છે તને!'

ચારેકોરથી ભલકારા ઊઠ્યા.

ગોડિયાએ બધાંને એકએક કેરી આપી.

ચપ ચપ ચપ... આંબાની ટગલી ડાળે ચડીને વેંત એક મોટી કેરી ઉતારીને ગામના ઠાકોરને આપી.

મોજમાં ઝૂમતા રાજવીએ કેડેથી કટારી કાઢીને કેરીની ચીર કાપી. કેરી કપાણી એ જ પળે ઠાકોરનું મસ્તક ધડ ઉપરથી એની મેળે દડી પડ્યું....

ગોડિયો ભાગ્યો.

'પકડો... પકડો... મારો... મારો...!'

ગામલોકો પાછળ દોડ્યા. ગોડિયો નદીનો સામા કાંઠાનો ઢાળ ચડી ગ્યો. નદીની સામે હાથ જોડ્યા.

'તને મારા બાપે સરજેલી છે... તું મારી બેન થાય. તારા આ ભાઈને બચાવી લે, બેન!'

આંખ મટકું મારે એટલી વારમાં હડૂડૂડૂ પૂર ઊમટ્યાં. નદી બે કાંઠે થઈ ગઈ. ગામના લોકો સામા કાંઠેથી જોઈ રહ્યા.

ગોડિયાની પાછળ, રોતી આંખે ને મલકતા હોઠે એની મા ઊભી'તી.

( આજે પણ ટીમાણાને પાદર 'ગોડી નદી' આ દંતકથાનું સ્મરણ કરાવે છે)

[પૃ. ૨૬થી ચાલુ]

મારા એક ગરીબડા પ્રશ્નનો ઉત્તર આપોઃ શું આપણે જાણ કર્યા વગર જ સીધા અત્રે પધાર્યા છીએ?'

'મને એમ કે પેલા લોકોએ જણાવી દીધું હશે. બધું મારે કરવાનું?'

'પેલા લોકો' એટલે સંબંધની વાત લાવનારા. નામ-સરનામાં પૂરાં પાડનારા. જવાબદારી એમની.

'કમ્યુનિકેશન ગેપ, હા હા હા!'

'બહુ સરસ, તો ચાલો-'

મારું વાક્ય પૂરું થાય તે પહેલાં તો એણે ઘરમાં પ્રવેશ લઈ લીધો હતો. એ પ્રચંડ પૂર અને હું ઘાસનું તણખલું. મારી શી હેસિયત? મુખ્ય વિષયને બાજુમાં રાખવામાં આવે તો ખરેખર એની શક્તિઓને દાદ આપવી જોઈએ.

પાણીના ગ્લાસ લઈને ડગુંમગું આવતાં માજીને સપાટામાં લીધાં, 'આમ અજાણ્યા માણસોને ઘરમાં પેસવા દો છો, બા, તે બીક નથી લાગતી?'

'બીવાનું શેનું, ભઈ?'

'માનો કે અમે ચોર હોઈએ, લુટારા હોઈએ.'

'ના, હોં! તમે એવા નથી લાગતા.'

'તો ચેવા લાગીએ છીએ?'

રમૂજની રમઝટ ચાલી રહી હતી, મારું તો અસ્તિત્વ જ નહોતું, કદાચ અદૃશ્ય બની ગયો હોઈશ, છતાં હિંમત કરીને અહીં મેં અડધું વાક્ય ઘુસાડી દીધું, 'માસ્તર જેવા લાગો છો, બટુકચંદ્ર.'

માજીના મુખ પર નવું તેજ પથરાયું તે પેલા 'ચંદ્ર'ને આભારી હશે.

'બા, અમારા બટુકચંદ્ર વ્યાસસાહેબ જરા ગમતીલા છે, ખોટું ના લગાડતાં. અને જેવાતેવા માસ્તર નથી. કોલેજમાં મોટા પ્રોફેસરસાહેબ છે.'

'મારા જગોભઈ કો'ક કે'તા'તા ખરા.'

'તો અમે રજા લઈએ, બા. ચાલો, વ્યાસસાહેબ, આપણે મોડું થાય છે-'

'તમને ચા તો પાવો સ, ભઈ-'

'તે પાઓ ને, બા. અમાર પીવો સ.'

'પણ, બળ્યું, ઘરમાં દૂધ નહીં.'

'એ તમે જાણો, અમે ચા પીધા વગર જવાના નથી.'

હું માનું છું કે ચા પીવા માટે અતિથિ પોતે સત્યાગ્રહ કરે તેવો આ પહેલો પ્રસંગ હશે.

બોખા મોંની બધી કરચલીઓ હાસ્યથી ભરાઈ ગઈ.

દૃશ્યનો મારે અણઘડ અંત લાવવો પડ્યો. એને લગભગ ખેંચીને ઊભો કર્યો, બારણા તરફ ધકેલ્યો અને માજીને જેમતેમ જેશીકશ્ન કરી લીધા.

*

બટુક પ્રસન્ન હતો.

દાદર ઊતરતાં કહે, 'ઘરડા માણસો એકલા હોય. એમને કોઈ વાત કરનારું મળે તો ખૂબ સારું લાગે.'

'માનવતાવાદી કોઈ કામ તેં કર્યું હોય

એવું મારી જાણમાં નથી. નવો પ્રકાશ લાધ્યો હોય તો સેવાનાં અગણિત ક્ષેત્રો છે અને આખી જિંદગી પડી છે.'

'તો હેંડો, હવે મણિનગરનો વારો.'

ઉત્તર આપ્યા વગર કે એની સામે જોયા વગર મેં ગાડી ઘર તરફ લીધી.

આખે રસ્તે બટુકનો બબડાટ ચાલુ હતો. ભૂલ થાય માણસની! બધા કંઈ તમારા જેવા પૂર્ણ પુરુષોત્તમ નથી હોતા. સમ આર લેસ ધેન પરફેક્ટ. ગુનો કર્યો આપને તેડાવ્યા તે. ગ્રેટેસ્ટ બ્લન્ડર ઓફ માય લાઈફ! પોતાનું કામ છે અને પોતાને કરવાનું છે. એમ જ હોય. એમ જ હોવું જોઈએ. પારકાંની આશા શીદ રાખવી?

જખ મારી છોકરીનો બાપ થયો તે!

તે પછી તો સંવાદ અદૃશ્ય સત્તાને ઉદ્દેશીને હતોઃ આવતા જનમમાં દુખ જેટલાં આપવાં હોય એટલાં આપજે, પોટલાં ભરીને ઉપડ્યાં ઊપડે નહીં એવાં, પણ હે મારા વ્હાલા, કૃપાળુ, દયાનિધિ–

મારાથી હસવું રોકી શકાયું નહીં.

ગાડી ઊભી રાખી. પાનના ગલ્લે ગયા. મેં કહ્યું, સિગારેટ પીવી છે. એણે લઈને સળગાવી. બે લાંબા કશ ખેંચીને મારી સામે ધરી.

ધુમાડોભર્યો સ્વર.

'માનો કે.'

હવે ધુમાડો આંખોમાંથી નીકળતો હતો.

'ધારો કે હું વિનંતી કરું, માફી માગું, હાથપગ જોડું, તો આવતા રવિવારે–'

'ધિસ ઈઝ ઇન્સલ્ટ, બટુક.'

'તમે રહ્યા મોટા માણસ–'

'રવિવાર નહીં, કોઈ પણ દિવસે ક્યાંય પણ જવાનું હોય, સુરત વડોદરા જામનગર, હું તારો ગરુડ, હું તારો હનુમાન.'

'સંબંધોને તમે યોગ્ય પરિપ્રેક્ષ્યમાં મૂકી શકો છો તે મેં જોયું.'

*

અડાયું છાણું?

ખીજડાનું લાકડું?

ઢોલી?

'તમે ચિંતા ન કરો, ભાભી, બધું થશે. અને, ઢોલીનું તો એવું છે કે, આ એનો કાકો, અન્ય કોઈ કામમાં તો આવ્યો નથી, ગળામાં ઢોલ ભરાવી દાંડી હાથમાં લે તે ઘડીએ તમે જોજોઃ ઢોલ ધ્રુસકે વાગશે.'

ભાભી મારી સામે જોઈ રહ્યાં, 'આવો ઢોલી કઈ કન્યાના નસીબમાં હોય!'

આ ગેબી સંવાદનું રહસ્ય સમજવા માટે, હું માનું છું કે, થોડી ભૂમિકા આપવી જરૂરી છે.

તે સવારે છૂટા પડતી વખતે અમે નિર્ણય કર્યો હતો કે પછીના રવિવારે, અથવા જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે મળવું અને અભિયાન આગળ ચલાવવું, પરંતુ બીજો રવિવાર આવ્યો જ નહીં.

જે થવું જોઈએ તે થઈ ગયું.

મોંઘી જણસની જેમ સાચવી રાખેલ ચિઠ્ઠીઓ કાગળના અર્થહીન ડૂચા બની ગઈ.

અડૂકિયો-દડૂકિયો ઘોઘે જઈ આવ્યા એના બીજા જ દિવસે એટલે કે સોમવારની સવારે આઠ-સાડાઆઠના સુમારે અમારો વિદ્વાન ઓટલે બેસી છાપાનાં ચીંથરાં ફાડી રહ્યો હતો ત્યારે કોઈ અજાણ્યો પુરુષ દૂરથી જ 'સોરી!' એવા મંત્રનું રટણ કરતો આવ્યો. સામે ઊભા રહી, હાથ જોડી, એ લાંબુંલાંબું સંભાષણ કર્યે ગયો, જેનો કેન્દ્રવર્તી વિચાર કંઈક આવો હતોઃ આપ ગઈકાલે મારા ઘેર પધાર્યા, આપને ધક્કો પડ્યો, રાત્રે અંબાજીથી આવ્યા ત્યારે બાએ વાત કરી, આપે સહેજ ફોન કરી દીધો હોત, જોકે વાંક અમારો જ છે...

વિચારોને વ્યવસ્થિત ગોઠવી, ક્રમબદ્ધ રજૂઆત કરવાની આવડત એનામાં નહોતી, તેથી પોતાનો પરિચય છેલ્લો આપ્યોઃ જગદીશ. જગદીશચંદ્ર અધ્વર્યુ.

બાના જગોભઈ.

અંબાજીની યાત્રાનો, ક્ષોભ સાથે, બચાવ કરવા પ્રયત્ન કર્યોઃ આકાશે જી.પી.એસ.સી.ની પરીક્ષા પાસ કરી અને રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં લેક્ચરર તરીકે નિમણૂક મળી, બાની શ્રદ્ધા, એમણે માનતા માનેલી...

ગુરુવારે તો ભાભીનું ખિલખિલ નોંતરું આવ્યુંઃ ગોળધાણા ખાવા પધારો!

પોતે જેને ચમત્કાર માનતાં હતાં તેનો યશ ભાભીએ મને આપ્યો, 'ભઈ, તમે હો નહીં અને આ શક્ય બને નહીં.'

'હું? મેં તો કંઈ કર્યું જ નથી, ભાભી!'

'તમારાં પગલાં શુકનનાં. અમે બે માણસ, અમુંઝણનો પાર નહીં, આ બાપડા બહારથી વાઘ જેવા લાગે, હાકોટા કરે, પણ સાવ ઢીલા. તે દિવસે તમે આવ્યા, તમારી હાજરી, અને ફત્તેના ડંકા.'

મેં કહ્યું, 'તમારી મોટી ભૂલ થાય છે, ભાભી. યશ આપવો હોય તો તમારા આ બેજવાબદાર ગણાતા સ્વામીને આપો. એણે જે કલા કરી છે, ઓહોહો, ચાના બહાને માજીને કંઈ હસાવ્યાં છે, લાડ કર્યાં છે! માજીએ પાકું સર્ટિફિકેટ આપી દીધું હશે - જગા, તને કઉં? દીકરીનો બાપ, ભોળિયો રાજા, લાખ રૂપિયાનું માણસ છે. જેન્ટલમેન!'

'મને ગાંડી ના સમજતા, બધી ખબર પડે છે રથ કોણે હાંક્યો 'તો?'

મેં ભાભીને ચમત્કારનું રહસ્ય સમજાવ્યું, 'આપણે માનીએ કે આપણે છોકરીવાળા, ગરજ આપણી, પણ આમાં તો ઊલટું નીકળ્યુંઃ એ લોકોને આપણા કરતાંય વધારે ગરજ હતી. અહીં તમે ચિઠ્ઠીઓ ભેગી કરતાં હતાં તે જ પ્રવૃત્તિ ત્યાં પણ ચાલતી હશે. ચતુર જગદીશચંદ્રે એમાંથી એક ચિઠ્ઠી

જુદી તારવી રાખી હશે. બટુકચંદ્ર વ્યાસસાહેબ, મોટા વિદ્વાન, શિક્ષિત સંસ્કારી કુટુંબ.'

થોડીવાર આંખ મીંચીને બેસી રહ્યો.

'અને ભાભી, મહેશ્વરી જેવી દીકરી, આપણને એની કદર ન હોય-'

'તમે બહુ જબરા છો, હોં ભઈ!? એક દા'ડો હું તમને ખૂબ વઢવાની છું.'

*

રઘવાટ, દોડાદોડી, પરસ્પર આક્ષેપો.

એકની ત્રાડો, બીજીનો વલવલાટ. દેખીતાં કારણો વગરનાં હાસ્યો. અચાનક કોઈ ખૂણામાંથી ઊઠતું ઝીણું રુદન. બહારથી જોનાર અજાણ્યો માણસ તો એમ જ માની લે કે કુટુંબ પર મોટી આપત્તિ આવી પડી હશે.

અમુક બાબતોમાં બટુક ખોટો નહોતો તે મારે સ્વીકારવું જોઈએ. લગ્ન અને તેય દીકરીનાં : એનો વહીવટ તે અમારા જેવા માણસો માટે લગભગ અશક્ય કામ છે. કેટકેટલા મોરચા, કેવા કેવા પડકારો! હોલ, મંડપ, રસોઈયા કંકોતરી, ગોરમહારાજ. માંડવાનાં મહેમાનો તો સમજ્યા, આપણા માણસો બિચારા, ગમે ત્યાં પડી રહે, પણ જાનનો ઉતારો-?

કંકુ, અબીલગુલાલ, નાડાછડી, રામણદીવો, મોડ.

ફેંટા, તલવાર.

આટલું ઓછું હોય એમ, અધીરાં અને અશક્ય કામોની યાદીમાં અમારો બૌદ્ધિક - સુધારાવાદી વિચારસરણી ગઈ હવામાં! – પોતાના તરફથી ઉમેરા કર્યે જતો હતો.

સૂટ. નવો સૂટ. એને પોતાને માટે જોઈએ એટલે જોઈએ. મસ્ટ. મધરાત માસ્ટર ટેલરને જગાડો. કેમ, કંઈ નવાઈ કરો છો?

મને આદેશઃ જોધપુરી સૂટ. કેમ, તમે આવા ગાભા પહેરીને મહાલવાના છો?

હું સંમત થયો, પણ એક શરતેઃ મારો સૂટ તારા કરતાં થોડો ઊતરતો. એક ગ્રેડ નીચે.

ખૂબ હસ્યો.

છેક છેલ્લી ઘડીએ રઢ લીધીઃ વરરાજા માટે ઘોડો!

આવાં કેટલાંક ચિત્રો છે, બાકીનું મોટાભાગનું ધુમ્મસ આડે ઢંકાઈ જાય છે. ધુમ્મસ સહેજ હાલે તો વળી થોડી રેખાઓ દેખાઈ જાય છે.

પેલો કેમ આમ કરે છે? આઘે ખૂણામાં જઈ ભરાયો છે. કોઈની સામે જોતો નથી. બોલવાનું બંધ! કોઈ કંઈક પૂછવા જાય ભૂલેચૂકે, તો વડચકાં ભરે છે.

અને, મારાથી તો રિસાણો જ છે. એક-બેવાર પાસે જવાની હિંમત કરી તો - આંખો લાલઘૂમ! જાણે ઓળખતો જ નથી.

હવામાં હાથ વીંઝે છે – છેટા રહો! જાઓ અહીંથી!

અચાનક, આખું માણસ તો નહીં,

ઝાંખો ચહેરો મારી સામે આવે છે. કંઈક પરિચિત લાગે છે. આ દેવી કોણ હશે?

મને એક વિશિષ્ટ જવાબદારી સોંપવા આવ્યાં છે. 'ભઈ, તમે જરીક આમને સાચવજો. જુઓ ને-'

'એમને કોઈ સાચવી નહીં શકે, ભાભી. પૃથ્વીના ઇતિહાસના તેઓ અભૂતપૂર્વ પિતા છે. આજ સુધી કોઈ દીકરી બાપનું ઘર છોડીને ગઈ નથી. લહાવો મળ્યો છે તેનો પૂરેપૂરો કસ કાઢી રહ્યા છે.'

'શું કરું, ક્યાં જાઉં! મનને મેલ્યે મારગ નથી-' આવું બબડતાં બે ડગલાં જાય છે અને બમણા વેગે પાછાં આવે છે.

'તમને શું થયું?'

'મને?'

'આવું ન કરો, તમને મારા સમ!'

'તમે ભોળાં છો, ભાભી. અમારા જેવાઓની લેશમાત્ર ચિંતા કરવાની ન હોય. અમને કશું ન થાય. અમે તો પથરા જેવા. અમે થોડા જ, દીકરીના બાપ છીએ? અમારે કાળજું જ ન હોય-'

'બેય સરખા ભેગા થયા છે. એકને બેસાડો અને બીજાને ઉઠાડો.'

શરણાઈ.

એ તો વાગે જ. એનો પ્રસંગ છે.

મંત્રોચ્ચાર વગેરે વગેરે.

તે ઉપરાંત? કંઈ બાકી રહ્યું?

હું બેઠો છું, આઘો, એકલો, બધાંથી દૂર.

ત્યાં ઘરેણાંથી લદાયેલું, પાનેતરમાં વીંટેલું કોઈ મારી સામે હવામાં તરતું દેખાય છે.

સ્થિર નજર મને જોઈ રહે છે.

હોઠ ઊઘડતા નથી. ભાષા નથી.

– અરે, અરે! આ શું કરો છો મારા દીકરા? ચરણોને એનાં ટેરવાંનો સ્પર્શ થાય છે. ઉપર બે ફોરાંનો અભિષેક.

❑❑❑

[પૃ. ૪૪થી ચાલુ]
પ્રોગ્રામ એક્ઝિક્યુટિવની પરીક્ષા આપવા બહુ આગ્રહ કર્યો હતો. સરકારી નોકરી, ગમતું માધ્યમ અને ઉપર ચડવાની નિસરણી હતી. પણ મને મન ન થયું. ૧૯૭૨માં મુંબઈ દૂરદર્શન શરૂ થયું. ત્યારે ટી.વી. માટે ઘણું લખ્યું. નાટકો, સિરિયલો (ત્યારે મેં સ્ટેશન ડાયરેક્ટરને પૂછેલું કે સિરિયલ એટલે શું અને એમાં કોને રસ પડશે? એ અલગ વાત છે!) ટેલિફિલ્મ, એન્કરિંગ પણ કર્યું. ત્યારે ઝેરોક્સ ન હતું. લખીને તરત આપી દેતી. એટલે એ બધું તો ગયું કાળની ગર્તામાં. સ્ટેશન ડાયરેક્ટર અરુણ શ્રોફે ત્યારે પણ દૂરદર્શન પર નોકરી માટે કહેલું. પણ ત્યારે મારું લખવાનું પુરજોશમાં શરૂ થઈ ગયું હતું. અને મને ફ્રીલાન્સ કામમાં વધારે રસ હતો. જેથી હું નિજાનંદે ફરી શકું, નવાનવા વિષયો શોધી શકું અને લખી શકું.

*પ્ર. : તમારા લેખને તમને વાચકોના અઢળક પ્રેમ ઉપરાંત બીજું શું આપ્યું?*

ઉ. : ભરપૂર આપ્યું. મબલક આપ્યું. જાણે કે એક સવારે પારિજાતના વૃક્ષ નીચે ઊભી હતી અને મારો પાલવ સુગંધી ફૂલોથી ભરાઈ ગયો. મારી કલમ મને ક્યાં ક્યાં લઈ ગઈ! વિયેટનામ જ્યાં મેં યુદ્ધનો વરવો ચહેરો જોયો. મધ્યપ્રદેશનાં જંગલમાં જ્યાં ખાણમાં કામ કરતા મજૂરો અને શોષિત આદિવાસીઓનો મોંમેળાપ


શાળાની નૃત્યનાટિકામાં

થયો. રક્તપિત્તગ્રસ્ત સાથે રહી તેમનાં લોહી પરુ નીંગળતાં અંગોને નિઃસ્વાર્થ પ્રેમની પાટાપિંડી કરનાર દંપતિને મળી. મેન્ટલી ચેલેન્જ્ડ બાળકોની હોસ્પિટલમાં ગઈ તો કલકત્તાના ક્રાંતિવીરોના છૂપા અડ્ડાના મકાનમાં મેં શ્વાસ લીધો. મારા લેખને મને જીવનનાં અનેક પાસાંઓનું દર્શન કરાવી આંતરબાહ્ય સમૃદ્ધ કરી. રિલ્કે કહે છે. 'પોએટ્રી ઇઝ એક્ઝિસ્ટન્સ' મારી એકલતાનાં વર્ષોમાં કલમ મારી ટેકણલાકડી બની.

હરીન્દ્ર દવેએ લખ્યું હતું, ઘણી રાજરાણીઓ થઈ ગઈ. શા માટે મીરાંને લોકો હજીય સ્મરે છે? તેઓ ગાલિબનો શેર ટાંકે છે.

ज़िंदगी यूँ भी गुज़र जाती
क्यूँ तेरा राहगुज़र याद आया

ઘણીવાર વિચારું છું કે, બ્યુટીકોલમ, એનાઉન્સમેન્ટ અને સંસારનાં ઝીણાં-મોટાં અસંખ્ય કામોમાં ગૂંથાઈને સામાન્ય જીવન વ્યતીત થઈ ગયું હોત. આ લખવાનું કેમ આવી ગયું?

*પ્ર. : વર્ષાબેન, તમે કયાં યાદગાર નાટકોમાં ભાગ લીધો? કઈ ભૂમિકા તમારા માટે યાદગાર બની રહી?*

ઉ. : મારો જીવ મૂળે નાટકનો જ. કહો કે નાટક મારો શ્વાસ ને પ્રાણ. નાટકમાંથી કમાણી કરવાનો અમને સપનેય ખ્યાલ ન આવે. ૧૩મે વર્ષે દામુ સાંગાણીના કૉમેડી નાટકમાં, આગળના પડદે જૂની રંગભૂમિ જેવી નાચગાનની ભૂમિકાથી માંડીને ૨૧મા વર્ષ સુધી પપ્પાના 'અલ્લાબેલી'ની દમદાર ભૂમિકા, અનેક એકાંકીઓ, ૧૭મા વર્ષે 'ડોલ્સ હાઉસ'ની નોરા, 'મૃચ્છકટિક'ની વસંતસેના, ટેનેસી વિલિયમ્સનું 'ગ્લાસમેનેજરી' ર.વ. દેસાઈનું 'પૂર્ણિમા'ની તવાયફ રાજેશ્વરી, 'ઝેર તો પીધાં..'ની રોહિણી અને 'વેવિશાળ'ની સુશીલા, 'ડાયલ એમ ફોર મર્ડર' જેવાં કેટલાંયે નાટકોમાં કામ કરી મારો રથ ધરતીથી બે વેંત ઊંચો થઈ ગયો હતો. અભિનયને કારકિર્દી બનાવવા દિલ્હી એન.એસ.ડી.માં ઇન્ટર્વ્યુની ગળાકાપ હરીફાઈમાં જીતીને પ્રવેશ મેળવેલો. ચં.ચી. મહેતાએ ફ્રાન્સની સ્કૉલરશીપનાં રંગીન સપનાં બતાવ્યાં હતાં. પણ ત્યાં પ્લ્યુરસીમાં પથારી ભેગી થઈ. એડમિશન ગયું.

સામાજિક અને હાસ્યપ્રધાન એમ બંને પ્રકારનાં નાટકો કર્યાં. પણ જીવનનું પહેલું અતિ મહત્ત્વનું નાટક તે 'ઢીંગલીઘર'. ૧૯૫૬માં રુઈયા કૉલેજમાંથી એ સમયની પ્રખ્યાત ભવન્સ આંતરકૉલેજ સ્પર્ધામાં ભજવેલું. નોરાની ભૂમિકા મારા માટે યાદગાર. ૧૯૭૦માં ફેમિનિઝમની વાતો વહેતી થઈ આપણે ત્યાં પણ મારી મનોભૂમિમાં એ વિચાર ૧૯૫૬માં રોપાયો. એક છોકરડા વિદ્યાર્થીએ ડાયરેક્ટ કરેલું નાટક, નામ એનું તારક મહેતા. શાળામાં નાટકો કર્યાં હતાં પણ આ નાટકે જાણે કે વિધિવત રંગમંચ પર જ નહીં જીવનમાં પણ મારો પ્રવેશ કરાવ્યો. અભિમાન વગર કહું તો આ નાટકથી કૉલેજોમાં ડંકો વગાડી દીધેલો. બીજું યાદગાર નાટક મારા માટે 'પૂર્ણિમા'. અમારી સંસ્થા 'રંગભૂમિ'નું જ નાટક. તવાયફ રાજેશ્વરીબાઈની ભૂમિકા માટે હું કથ્થક શીખી હતી. ભારેખમ કોસ્ચ્યુમ, હેરસ્ટાઇલ, ફૂલો અને ઘરેણાંના ઠઠારા. હિંદી ફિલ્મના દિગ્ગજો પણ ગુજરાતી નાટક જોવા આવેલા. આના પરથી 'સાધના' ફિલ્મ બનાવી પણ ક્રેડિટ ના આપી. પપ્પાનું 'અલ્લાબેલી' નાટક અને એમાં શામબાઈની ભૂમિકા યાદગાર તો ખરી જ. અંગ્રેજો સામે લડવાનાં જોમ, જુસ્સો અને સંવાદો એવાં જોરદાર કે છાતીમાં શ્વાસ ભરવો પડે અને થિયેટર



નાટક 'સુમંગલા' વિષ્ણુકુમાર વ્યાસ, લાલુ શાહ સાથે, ૧૯૫૪-૫૫

તાળીઓથી ગાજી ઊઠતું. 'મૃચ્છકટિક'માં વસંતસેનાનું પાત્ર એક પડકાર હતો. કારણ સંસ્કૃતમય સંવાદો હિંદીમાં હતા. વળી શકાર પ્રતાપ ઓઝા અને ચારુદત્ત વિષ્ણુભાઈ, એ પણ એવો જ પડકાર.

દર્શકનું 'ઝેર તો પીધાં છે જાણી જાણી'માં રોહિણીની ભૂમિકા યાદગાર તો ખરી જ પણ આ નાટકે મને દર્શકનું ભરપૂર વાત્સલ્ય આપ્યું એ જીવનભરની ઉપલબ્ધિ. રોહિણીની ભૂમિકા અઘરી પણ સંતર્પક. અઢી કલાકમાં આખું કેટલાય ઉતારચડાવવાળું જીવન જીવવાનું હતું. હું ઇમોશનલી રીતસરની નિચોવાઈ જતી. પણ એવું કહી શકું કે જેમ વાર્તા-નવલકથા લેખનના અલગ અલગ વિષયોએ મને જીવનનો અલગ ચહેરો બતાવ્યો એમ મારાં નાટકોએ મને જુદાં જુદાં પાત્રોને સજીવ કરી જરા જુદી દૃષ્ટિએ સભર કરી.

*પ્ર. : વર્ષાબેન તમે ટી.વી. માટે અનેક શ્રેણીઓ લખી છે. 'બત્રીસ પૂતળીની વેદના' ની પટકથા પણ તમે જ લખી છે. દૃશ્ય-માધ્યમ માટે લખવામાં શી વિશેષ કાળજી લેવી પડે? તમે બીજી કઈ શ્રેણી લખી છે એ કહેશો?*

ઉ. : ટી.વી. શ્રેણી બધાં લેખનથી એક જુદી જ ક્ષમતા માગે છે. ૧૯૭૨માં દૂરદર્શન આવ્યું કે તરત જ સ્ટેશન

ડાયરેક્ટરે કહ્યું, 'એક ટી.વી. પ્લે લખી આપો'. મેં પૂછ્યું, 'પણ લખાય કેવી રીતે? એમણે દિલ્હીનો એક પ્લે મને બતાવ્યો અને મારી 'મુક્ત કારાગાર' પરથી મેં ટેલિ પ્લે લખ્યો અને વખણાયો. 'મારે પણ એક ઘર હોય' પરથી પાંચ ભાગમાં ટી.વી. શ્રેણી લખવા કહ્યું. સિરિયલ કદી જોઈ નહોતી. તો લખવાની શી ગમ પડે? મને એટલું સમજાયું કે હપ્તાવાર વાર્તા આગળ ચાલતી રહેવી જોઈએ. પછી તો 'રેતપંખી' પરથી લખી. આશા પારેખ માટે 'જ્યોતિ', 'છૂટાછેડા' સિરિયલમાં પાંચ પાંચ હપ્તાનો એક એપિસોડ લખ્યો. 'અપરાજિતા' ગુજરાતી ચેનલ માટે લખી. અમદાવાદ દૂરદર્શન માટે ૧૩ ભાગમાં ફરીથી 'મારે પણ એક ઘર હોય' લખી.

એક કલાકનાં ટી.વી. નાટક-ટેલિ પ્લે પણ લખ્યાં. પન્નાલાલ પટેલની 'વળામણાં', કુન્દનિકા કાપડીઆની 'પ્રેમનાં આંસુ' વગેરે. પરંતુ દૂરદર્શને આમાંનું કશું જ સાચવ્યું નથી.

કુન્દનિકાબેનની 'સાત પગલાં આકાશમાં'ની શ્રેણી લખવાનું કામ ખાસ્સું પડકારભર્યું હતું. કારણ કે એ નવલકથા ઘણી બધી વર્ણનાત્મક અને વૈચારિક છે. તેમાંથી પ્રસંગ બનાવીને લખવાનો અને એમને પાછું નંદિગ્રામ વંચાવવા પણ જવાનું! જો કે એ ખૂબ જ લોકપ્રિય થઈ. એટલી હદે લોકપ્રિય કે આજેય લોકો મારી ઓળખાણ (સ્ટેજ પરથી પણ) 'સાત પગલાં...' ની લેખિકા તરીકે આપે છે! ઇલાબેનની 'બત્રીસ પૂતળીની વેદના' પરથી મેં લખેલી ૪૦ હપ્તાની સિરિયલ અત્યારે ટેલિકાસ્ટ થઈ રહી છે.

હા, દશ્યશ્રાવ્ય માધ્યમ માટે લખતી વખતે થોડી વિશેષ કાળજીની જરૂર પડે. એક તો એમાં વર્ણનો, વિચારોને કોઈ અવકાશ નથી હોતો. આ જોવા અને સાંભળવાની વાત છે. એટલે થિયેટર, ફિલ્મની ટેક્નિક જોઈએ. કથાપ્રવાહ સતત વહેતો રહેવો જોઈએ. દર્શકોની ઉત્સુકતા ટકી રહેવી જોઈએ. હવે શું થશે? નું કુતૂહલ જળવાઈ રહેવું જોઈએ. એટલે કે સસ્પેન્સ અને સરપ્રાઈઝ બંને જરૂરી તત્ત્વો. સંવાદો ટૂંકા અને ધારદાર હોવા જોઈએ.

નવલકથા, વાચક પોતાની જાત સાથે, નિરાંતે વાંચતો હોય છે. જ્યારે સિરિયલ લોકો એકસાથે બેસીને જોતા હોય છે. એમના હાથમાં રિમોટ હોય છે. એને ન ગમે તો એ બંધ કરી દે અથવા બીજે જતો રહે. બચ્ચન સાહેબને પણ બ્રેકમાં કહેવું પડે છે 'કહીં જાઈયેગા મત...'

સિરિયલ લખતી વખતે તમારે પ્રોડ્યુસરનું બજેટ પણ ધ્યાનમાં રાખવું પડે. એ ક્યાં ક્યાં શૂટિંગ કરી શકશે એ પ્રમાણે દશ્યો લખવાનાં.

હિંદી સિરિયલો હવે વર્ષો સુધી ચાલે છે. એનું શાસ્ત્ર સાવ અલગ



પાછું. રોજની ચાલતી ઘંટીમાં લેખક જ આખેઆખો ઓરાઈ જાય છે એ પાછી સાવ જુદી વાત ક્યારેક નિરાંતે..

*પ્ર. : ગુજરાતી સાહિત્ય પરિષદ સાથે તમે છેલ્લાં પચાસ વર્ષથી સંકળાયેલાં છો. કયા સમયગાળામાં તમને પરિષદમાં કામ કરવામાં આનંદ સાથે સાર્થકતાનો અનુભવ થયેલો? તાજેતરનાં વર્ષો વિશે કશું કહેશો?*

ઉ. : સુવિધા વિનાનું એક નાનું જૂનું મકાન હતું તે આજે નદીકિનારે સુવિધાવાળી ઇમારત છે, અનેક વિભાગો, ઓડિટોરિયમ છે એમાં. એમાં ભગતસાહેબ, રઘુવીર, ભોળાભાઈ, વિનોદ ભટ્ટ, કુમારપાળ...નામ લખવા બેસીએ તો લાંબી યાદી થાય... પ્રમુખો, ઉપપ્રમુખો, મંત્રીઓ, સભ્યો સહુએ વર્ષોનાં પરિશ્રમ, ખંત અને ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રત્યેનાં કમિટમેન્ટથી પરિષદની ઇમારતનું-ઇમેજનું ચણતર કર્યું છે. એક લાંબો સમયગાળો એવો હતો જ્યારે પરિષદની મિટિંગોમાં અનેક દિગ્ગજ, વરિષ્ઠ સાહિત્યકારો અને યુવા સર્જકોથી હોલ ભરચક થઈ જતો. સભ્યોનાં સૂચન અને સંમતિથી વિષય, વક્તા નક્કી થતા. વર્ષો પહેલાં મેં ઠરાવ મૂકેલો કે સભ્ય કે પદાધિકારી કોઈએ મુસાફરી ખર્ચ નહીં લેવો. જ્ઞાનસત્ર, અધિવેશનમાં બધા આવતા. પાયાની સગવડો ન હોય એવાં સ્થળોએ પણ સહુ મોજથી રોકાતા. હું મધ્યસ્થમાં, કારોબારીમાં સભ્ય હતી, પછીથી મંત્રી અને ઉપપ્રમુખ તરીકે પરિષદના કાર્યક્રમોમાં યત્કિંચિત

યોગદાન હું આપી શકી. પરિષદના ઇંફ્રાસ્ટ્રક્ચર વિના મુંબઈમાં કાર્યક્રમોનું આયોજન કરી શકી. અનેક વરિષ્ઠ વિદ્વાન સર્જકોએ ચિર વિદાય લીધી. દિવસે દિવસે મુંબઈ-અમદાવાદ વચ્ચેની ટિકિટો મળવી પણ અઘરી થતી ગઈ એટલે છેલ્લે બહુ ઓછી મિટિંગોમાં જઈ શકાયું. દુબઈ, જોર્ડેન, કમ્બોડિયા, સિંગાપોર વગેરે ખાસ્સા પ્રવાસો કર્યા, લખ્યું એમાં વ્યસ્ત હતી, એના કારણે પણ જવાનું ઓછું થતું ગયું.

*પ્ર. : મારો સવાલ જરા જુદા સંદર્ભે હતો પણ ખેર... બદલાતા દેશકાળ વિશે એક સર્જક તરીકે કશું કહેશો? (આ પ્રશ્ન કોરોના સંદર્ભે નથી)*

ઉ. : હા, દેશકાળ સતત બદલાતો રહ્યો છે, જાણે આપણે સરકણી ભૂમિ પર ઊભા છીએ. જે મૂલ્યો પર આપણે ગર્વ કરી ભારતીય સંસ્કૃતિનાં ગાણાં ગાતા હતા તેની ઈંટો સતત ખરતી રહી છે અને આપણે નવું કશું ઊભું નથી કરી શક્યા. ગ્લોબલ વિલેજ બહુ પોપ્યુલર શબ્દ બન્યો છે, પણ શું ખરેખર આપણે એક જ ગામમાં રહીએ છીએ? આકાશના ગ્રહો સુધી આપણે પહોંચી ગયા પણ આપણી બાજુમાં ઊભેલા માણસનું રૂંવાડુંય નથી જાણતા એ નિતાંત ચિંતાનો વિષય નથી?

માણસાઈનું પોત ઘસાતું જાય છે. મોટાભાગના લોકો પોતપોતાના દાયરામાં જ જીવવાનું પસંદ કરે છે. પાણીનો રેલો પોતાના પગ નીચે ન આવે ત્યાં સુધી માણસને બીજાની પીડાની પડી નથી. એનો પ્રત્યક્ષ અનુભવ મેન્ટલી ચેલેન્જ્ડ બાળકો અને રક્તપિત્તગ્રસ્તોની કથા લખતાં થયો હતો. એક સર્જક તરીકે એમની કથા લખતાં હું પણ વલોવાઈ હતી.

એક તરફ સ્ત્રીઓએ દરેક ક્ષેત્રે ઘણી સિદ્ધિઓ હાંસલ કરી છે, દરેક વાતમાં અગ્રેસર રહી છે. પણ મારી આસપાસ જોઉં છું, સમાચારો વાંચું છું, સાંભળું છું ત્યારે લાગે છે કે સતત ભય અને અસલામતીની વચ્ચે એનો શ્વાસ રૂંધાય છે.

એક નાનો દાખલો ૧૯૬૦ના દાયકામાં રાત્રે નાટકના શો પછી, એકને દસની છેલ્લી લોકલ પકડી વી.ટી.થી ઘાટકોપર જતાં અને નિર્વિઘ્ને ઘરે પહોંચી જતાં. આજે એવું શક્ય છે? સેક્સસ્યુઅલ હેરેસમેન્ટ, બળાત્કાર, ડોમેસ્ટિક વાયોલન્સ ચડતા પૂરની જેમ વધી રહ્યાં છે એ સૌથી દુઃખદ બાબત છે.

સોશિયલ મીડિયા બે ધારી કરવતની જેમ વહેરે છે. ભૌતિક સુખો મોહિનીરૂપ ધરી સહુને લલચાવી રહ્યાં છે. સાંસ્કૃતિક પ્રદૂષણ આ સદીની સહુથી મોટી દુર્ઘટના છે અને સર્જકો માટે પડકાર પણ. સર્જકે સતત સત્ત્વશીલ લેખનથી, મનુષ્યના જીવનને આંતરબાહ્ય સમૃદ્ધ કરવાની કોશિશ કરતા રહેવાની છે. આખરે, Every writer's difficult journey is a movement from silence to speech.



# તમારી દૃષ્ટિએ

'નવનીત સમર્પણ' ડિસેમ્બર ૨૦૨૦. "કેમ સખી ચીંધવો પવનને" અને "કવિ કાન્તની ખુરશી" એ અનુક્રમે અનિલ જોશી અને પ્રવીણસિંહ ચાવડા લિખિત સ્મરણકથાઓ આલંકારિક થયા વિના સરળ ભાષામાં લખાયેલ હોવાથી સીધી જ હૃદયને સ્પર્શે છે. અલગ લેખકો અને અલગ સમયગાળો હોવા છતાં પાર્શ્વભૂમાં સંભળાતો સચ્ચાઈ અને પ્રામાણિકતાનો સૂર ચોટદાર છે.

પ્રબોધ પરીખની આરાધનાબહેન દ્વારા લેવાયેલ વિસ્તૃત મુલાકાત પણ વાંચન-જલસો. એક સર્જક કેટલાં પરિમાણો ધરાવતો હોય છે એ ખોલી આપે એવી અંતરંગ મુલાકાત.

સૌથી વધુ મજા પડી 'ચારુલતા' ફિલ્મનું સંગીત અને એ નિમિત્તે થયેલી ઇતિહાસસફરમાં. અમૃત ગંગર એમની લાક્ષણિક શૈલીમાં સત્યજિત રાય અને કિશોર કુમારના દુન્યવી સંબંધ અને કલાકીય જોડાણની વાત લઈ આવ્યા એ બહુ ગમ્યું. કિશોર જેવો ધૂની અને હાડોહાડ પ્રોફેશનલ ગાયક માણિકમામા પરના પત્રમાં જે સૌજન્ય સાથે ગાયનના વળતરની વાત એમના પર છોડે છે એ બાબત બહુ સ્પર્શે એવી છે. આ વાંચ્યા પછી "આમી ચિનિ ગો" યુ ટ્યુબ પર ૪-૫ વાર સાંભળ્યા વિના છૂટકો નહોતો.

ધન્યવાદ. શુભકામનાઓ.

**રાજકોટ** **- સંજય ઉપાધ્યાય**

કોઈ પણ વ્યક્તિ, સમાજ કે દેશ પહેલેથી પછાત હોતો નથી. એ સમાજ કે વ્યક્તિ પોતાના વિકાસ વિશે સારી રીતે વિચારવાનું બંધ કરે છે, માત્ર ઘેટાં જેવું જીવવાનું સ્વીકારે છે, ત્યારે વિકાસની ગતિ ઓછી થાય છે અને પછાતપણું છવાઈ જાય છે. વળી, આર્થિક લાભના હેતુથી, બીજાઓનું શોષણ કરવાના હેતુથી પણ વધારે સત્તા ધરાવતા દેશો ઓછી આર્થિક સમૃદ્ધિવાળા દેશોને પછાત ગણાવે છે. ખરેખર તો પછાતપણું એ સમાજની કોઈ એક સ્થિતિનું નામ નથી. સમાજનું યોગ્ય વર્ણન નથી. આર્થિક સરખામણીની ભાવનામાંથી નિર્માણ થયેલો એક દાવપેચ છે. પણ વિકાસ એ સમાજની સ્થિતિનું નામ છે. એ સમાજનું વર્ણન કરવા માટેનો યોગ્ય શબ્દ છે. વિકાસ શબ્દમાં સરખામણીની લાગણી હોતી નથી. ન જ હોવી જોઈએ.

**- ગણેશ દેવી : 'સંવાદ', પ્રકાશક: નવભારત સાહિત્ય મંદિર અને સાહચર્ય પ્રકાશન, મુંબઈ.**

* * *

''શબ્દો ધુમ્મસ છે, દૃષ્ટિવાન એની આરપાર જુએ છે.''

**- ઝેન કહેવત**



# ભવન્સ - વૃત્ત

## ઇરિન્જાલાકુડા કેન્દ્રઃ નવરાત્રિની ઉજવણી

ભારતીય વિદ્યા ભવન્સ, વિદ્યા મંદિર ઇરિન્જાલાકુડાએ ૧૭ થી ૨૬ ઓક્ટોબર દસ દિવસ ઓનલાઈન નવરાત્રિની ઉજવણી સાથે કાર્યક્રમોની રજૂઆત કરી હતી જેથી વિદ્યાર્થીઓને જ્ઞાન અને આનંદનો અવસર મળે. શાળાએ મહામારીના ભયને શ્રદ્ધાની શક્તિથી પરાસ્ત કર્યો. કાર્યક્રમમાં નવરાત્રીની અન્ય પ્રાદેશિક રજૂઆતો પણ દર્શાવવામાં આવી હતી. પ્રાદેશિક સમાચાર માધ્યમોએ કાર્યક્રમને પ્રદર્શિત કર્યો હતો.




## ચંડીગઢ કેન્દ્રઃ દેશભરમાં શૈક્ષણિક પ્રતિષ્ઠામાં અવ્વલ

ભવન વિદ્યાલય, ચંડીગઢ પોતાની શ્રેષ્ઠ શિક્ષણની ગુણવત્તાને જાળવી રાખતાં વર્ષ ૨૦૨૦-૨૧ માટે શૈક્ષણિક જગત દ્વારા ફરી શૈક્ષણિક ગુણવત્તામાં અવ્વલ ક્રમાંકે ઊભરી છે. ઉપરાંત ત્રણ શહેરોની શાળાઓમાં ચંડીગઢની શ્રેષ્ઠ દ્વિતીય શાળા અને દ્વિતીય શ્રેષ્ઠ સહશિક્ષણ શાળા તરીકે પણ નોંધાઈ છે. વરિષ્ઠ આચાર્યા શ્રીમતી વિનીતા અરોરાએ શિક્ષકગણને આ ભવ્ય સફળતામાં તેમના મહત્ત્વપૂર્ણ પ્રદાન બદલ






વિનીતા અરોરા

હૃદયપૂર્વક ધન્યવાદ આપ્યા. EWISR (એજ્યુકેશન વર્લ્ડ ઇંડિયા સ્કૂલ રેંકિંગ) વિશ્વની મોટી તેમ જ ક્રમાંક પરીક્ષણમાં તલાવગાહી અને વિશ્વસનીય સંસ્થા તરીકે ઊભરી છે.

ભારતની શ્રેષ્ઠ છબી ધરાવતી ૨૦૦૦ શાળાઓમાં શૈક્ષણિક ગુણવત્તા, વિભાગીય સ્પર્ધા, નેતૃત્વક્ષમતા, રમતગમત શિક્ષણ, જેવાં વિવિધ પરિમાણો અને ૧૧,૦૦૦ વિદ્વત વર્ગમાં વાલીઓ, શિક્ષકો, આચાર્યો, શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષણવિદો સાથેની ચર્ચા પર આ પરીક્ષણ આધારિત હોય છે.

## હૈદરાબાદ કેન્દ્ર : દાન આનંદ સાપ્તાહની ઉજવણી

જરૂરતમંદોને જરૂરિયાતની સામગ્રી આપવાથી તેઓમાં આનંદ અને ઉત્સાહ જન્મે છે વળી, આપવાનો આનંદ આપનારના મનમાં સંતોષજનક શાતા જન્માવે છે. હૈદરાબાદની ભારતીય વિદ્યા ભવન્સ પબ્લિક સ્કૂલ (વિદ્યાશ્રમ) જ્યુબિલી હિલ્સ, શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ ઓક્ટોબરના છેલ્લા સપ્તાહને આપવાના આનંદ સપ્તાહ તરીકે ઉજવ્યું છે. આ ઉજવણી દર વર્ષે થાય છે. વિદ્યાર્થીઓને રોજિંદી જરૂરિયાતો, સીધું-સામાન, ખાદ્યપદાર્થ, કપડાં વગેરે એકઠાં કરવામાં પ્રવૃત્ત કરાય છે. અને અનાથાશ્રમો અને વંચિત બાળકોને દાન કરવામાં આવે છે.



શિક્ષકો વિદ્યાર્થીઓને 'આપવાના આનંદ'ની ઉજવણી કરવા પ્રેરણા આપે છે. પોતાની શક્તિ પ્રમાણે અને વાલીઓ પાસેથી મદદ લઈ સમાજને પાછું આપવાની ભાવના અને નિઃસ્વાર્થ સેવા દ્વારા સમભાવનું વલણ વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસનું એક અવિભાજ્ય અંગ છે. વિદ્યાર્થીઓએ જરૂરિયાતમંદોને ઉદારહાથે રોકડ રકમ, અનાજ, દૂધ, બિસ્કિટ, પુસ્તકો, સ્ટેશનરી અને અન્ય જીવન જરૂરિયાતની ચીજો પોતાના વોચમેન (સુરક્ષાકર્મીઓ), કામવાળી બાઈઓ, વંચિત બાળકો વગેરેને આપ્યાં. થોડા સમય પહેલાં હૈદરાબાદમાં પૂરથી અસરગ્રસ્ત થયેલા લોકોને સુધ્ધાં કરિયાણું, કપડાં, વાસણો, દવા, નાસ્તાનાં પડીકાં વગેરે પહોંચાડ્યું.

# પંચકુલા કેન્દ્રઃ લામ એક્સપોરમા-૨૦૨૦

ભવન વિદ્યાલય, પંચકુલાએ સ્થાપક, ઉપકુલપતિ શ્રી લાલા અમરનાથ અગ્રવાલની સ્મૃતિમાં ૬ અને ૭ નવેમ્બરના બે દિવસીય વાર્ષિકોત્સવમાં 'લામ એક્સપોરમા-૨૦૨૦ નામના મનોરંજન કાર્યક્રમનું આયોજન કર્યું હતું. કાર્યક્રમનો ઉદ્દેશ વિદ્યાર્થીઓમાં રહેલી જન્મજાત પ્રતિભા અને કાર્યક્ષમતાને બહાર લાવવાનો હતો. કાર્યક્રમ માત્ર ભાગ લેનારાઓની સર્જનાત્મકતા અને પ્રતિભા જ દર્શાવવાનું માધ્યમ ન હતો પણ તેમનામાં સુદૃઢ સ્પર્ધા જન્મે તેવી કેળવણીનો હતો. બે દિવસીય કાર્યક્રમમાં લોકનૃત્ય, પ્રશ્નોત્તરી અને વિવિધ સર્જનાત્મક સ્પર્ધાઓને પણ સામેલ કરવામાં આવી હતી. વિજેતાઓને ડિજિટલ પ્રમાણપત્રો અને એમેઝોન વાઉચર્સ આપી ઇનામ વિતરણનું આયોજન કર્યું હતું. ભવન્સ વિદ્યામંદિર સ્કૂલ, ત્રિપુરા અને ભવન વિદ્યાલય, પંચુકલાએ ટ્રોફી અંકે કરી હતી.



## ચંડીગઢ કેન્દ્ર

**વાંચન એક આદતઃ** ભવન વિદ્યાલય, ચંડીગઢના વિદ્યાર્થીઓમાં વાંચનની આદત વિકસાવવાનો હંમેશાં પ્રયાસ રહ્યો છે. લાઈબ્રેરી પ્રવૃત્તિના ભાગરૂપે શાળાએ વિવિધ રસપ્રદ અને ઉત્સાહપૂર્વકનાં આયોજનો કર્યાં હતાં. વિદ્યાર્થીઓને તેમનાં પુસ્તકોમાં રત રાખવા ભવન લાઈબ્રેરીએ ધોરણ દસ અને બારના વિદ્યાર્થીઓને માટે 'Be the Book' જેવી આનંદપ્રદ પ્રવૃત્તિનું આયોજન કર્યું હતું.

આ કાર્યક્રમમાં અનુષ્કાએ પ્રથમ, દેવ શર્માએ દ્વિતીય સ્થાન મેળવ્યું હતું. ત્રીજા સ્થાને અક્ષત ચૈહાણ અને આદ્યા મિશ્રા આવ્યાં હતાં. આશ્વાસક ઇનામ શિવાક્ષી અને સમૃદ્ધિને મળ્યું હતું.

માર્ચ દરમિયાન લોકડાઉન શરૂ થયું હતું ત્યારથી શાળાએ લાઈબ્રેરી પ્રવૃત્તિ સતત ચાલુ રાખી હતી. વિદ્યાર્થીઓ વિવિધ હરીફાઈઓઃ રહસ્યકથાઓ, લેખકના નિવેદનો, બુકમાર્ક બનાવવાં, પેપરવેઈટ બનાવવાં વગેરેમાં જોડાઈ રહ્યા હતા. આના લીધે તેઓ મનગમતાં પુસ્તકોના પરિચયમાં આવ્યા અને ઓનલાઈન શિક્ષણ તેમને પોતાનાં શોખ - વાંચનથી દૂર ન કરી શક્યું.

## કોચી કેન્દ્રઃ ભવન આચાર્યોની ૧૧મી અખિલ ભારતીય પરિષદ

૧૧મી અખિલ ભારતીય ભવન્સ આચાર્યોની પરિષદ કોચી કેન્દ્ર ભારતીય વિદ્યા ભવને ૪ નવેમ્બરના આયોજિત કરી હતી. તેનું ઉદ્‌ઘાટન કેરાલાના માનનીય રાજ્યપાલ શ્રી આરીફ મોહમ્મદ ખાને કર્યું હતું. કોચી કેન્દ્ર, ભારતીય વિદ્યા ભવનના અધ્યક્ષ સી.એ. વેણુગોપાલ સી. ગોવિંદે કાર્યક્રમનું પ્રમુખપદ સંભાળ્યું હતું. અન્ય મહાનુભાવોમાં ઉપાધ્યક્ષ જી. ગોપીનાથ, નિદેશક ઈ. રમનકુટ્ટી, માનદ્



સંચાલક રાકેશ સકસેના ઉપરાંત કમિટિ સભ્યો, શિક્ષણાધિકારીઓ, સંશોધન વિભાગના સહસહયોગી, કેન્દ્રની સાત ભવન્સ સ્કૂલના આચાર્યો, ઉપાચાર્યો અને ભારતની તેમ જ મધ્ય એશિયાની ભવન્સ સ્કૂલના લગભગ ૪૪ આચાર્યો જોડાયા હતા. અધ્યક્ષ, સંચાલકો, અન્ય કેન્દ્રોના નિદેશકો અને પ્રાદેશિક ભવન્સ સ્કૂલના શિક્ષકોની પણ ઉદ્‌ઘાટન સત્રમાં ઉપસ્થિતિ હતા.

ઉદ્‌ઘાટન સત્ર બાદ ત્રણ સત્રોનો ઉદ્દેશ શિક્ષકોના વિકાસ અને નેતૃત્વ-ક્ષમતાના સંવર્ધનનો હતો.

બે દિવસીય પરિસંવાદના આયોજનના સમાપન કાર્યક્રમમાં પૂજ્ય સ્વામિની વિમલાનંદાએ સ્વસ્તિવાચન પ્રવચન કર્યું. દેવી વંદનાના જાજરમાન નૃત્યની રજૂઆત બાદ કેન્દ્રના વિદ્યાર્થીઓએ ભાવપૂર્ણ પ્રાર્થના કરી જેનાથી કાર્યક્રમમાં સકારાત્મક સૂર ઉમેરાયો.

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ**: 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવેઃ** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**ચન્દ્રકાન્ત ટોપીવાળાઃ** ડી/6, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380015

**દિલીપ જોશીઃ** ૨, સૌ.યુનિ.કર્મચારી સોસાયટી, "દિનકર" ફોરેન્સિક લેબ. પાછળ, યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫. મો: 9428200202

**શોભિત દેસાઈઃ** 301, જોય રેસીડન્સી, 12મો રસ્તો, રામકૃષ્ણ મિશન પાસે, ખાર (વેસ્ટ), મુંબઈ-400 052.

**પ્રફુલ્લ પંડ્યાઃ** ગજાનન નિવાસ, રૂમ નં. 18, બીજે માળે, તુલિન્જ રોડ, નાલાસોપારા (ઈસ્ટ), થાણા-401209

**ભાવેશ આર. સોલંકીઃ** "ચંદ્ર મૌલી", ડો. હસુભાઈ જાનીનાં મકાનમાં, P. G. V. C. L. સામે, B. S. N. L. પાસે, સ્ટેશન રોડ, મુ. ઢસાગામ, તા. ગઢડા. જી. બોટાદ, પીનઃ 364730, મો. 9979779333

**અનિલ ચાવડાઃ** સી/303, અર્જુનવિલા, આનંદ પાર્ટી પ્લોટની બાજુમાં, રાણીપ, અમદાવાદ-382480.

**પ્રવીણસિંહ ચાવડાઃ** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015.

**યજ્ઞેશ દવેઃ** એ/8, કિરણ સોસાયટી, રેસકોર્સ, રાજકોટ-360015.

**શરીફા વીજળીવાળાઃ** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009.

**શિરીષ પંચાલઃ** 233, રાજલક્ષ્મી સોસાયટી, હરિભક્તિ સોસાયટીની સામે, જૂના પાદરા રોડ, વડોદરા-390007. મો. 9898472898

**ધીરેન્દ્ર મહેતાઃ** 'જીવન છાયા', પંડિત દીનદયાળ ઉપાધ્યાય માર્ગ, ભુજ-370 001 (કચ્છ). મો. 9825752542

**અભિજિત વ્યાસઃ** ગુલાબ-કુંજ, રણજિત મેમોરિયલ પાછળ, સત્યનારાયણ મંદિર રોડ, જામનગર-361 001. મો. 9228128728.

**ધીરુબહેન પટેલઃ** ગંગોત્રી બંગલો, સી/8, રાજહંસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-380006.

**અમી ભાયાણીઃ** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026.

**નીતિ દવેઃ** ટ્વિન બંગલો નં. 11, કાલિન્દી સોસાયટી, પશાભાઈ પાર્ક, રેસકોર્સ સર્કલ, વડોદરા-390 007.

**અનિલ જોશીઃ** joshi.r.anil@gmail.com

**દેવ કનુભાઈ પટેલઃ** ગામ- શેરપુર, તા- ઈડર, જી- સાબરકાંઠા, પીન. નં.- 383410.

**ઝીણારામ મ. દાણીધારિયાઃ** પંચામૃત, સી/3045/A, ન્યૂ ભગવતી પાર્ક, સ્ટ્રીટ-4, કાલવી બીડ, ભાવનગર-364002.

**પ્રદીપ સંઘવીઃ** એ/43-44, પ્રભુ નિવાસ, વર્તક નગર, બોરીવલી (વેસ્ટ). ફોન-28986452.

**અરવિંદ બારોટઃ** ૨/૨ જાહ્નવી બંગલોઝ, સરકારી બોરની સામે, બોપલ, અમદાવાદ-380 058, મો. 98250 17691



# વોટ્સએપ

**☐ સં. શરીફા વીજળીવાળા**

મહેશ : અરે દોસ્ત, ભૂલમાંય પત્ની સાથે માથાં ન ફોડવાં.

રોહિત : કાં શું થયું?

મહેશ : અરે યાર, હમણાં અઠવાડિયા પહેલાં ઓફિસમાં કામ ઝાઝું હતું. થાકીને ઘરે ગયો, જમવા બેઠો ત્યાં પત્નીએ ટહુકો કર્યોઃ 'ખાવાનું કેવું છે?' મારું ભેજું ખસેલું તો હતું જ. એમાં ખાવાનું સાવ બેકાર હતું. એટલે મેં કહી દીધું 'ભંગાર. સ્વાદ જ નથી કશો.' મારી પત્નીએ ડોક્ટરને ફોન કરી દીધો. થોડીવારમાં તો કોવિડકેરની એમ્બ્યુલન્સ આવી. ને આ તું નહીં માને પણ દસ દિવસથી ક્વોરેન્ટાઈન સેન્ટરમાં છું. હવે ઘરેથી ટિફિન આવે છે તે એમાં રોજ એક ચિઠ્ઠી આવે છે : હવે સ્વાદ આવ્યો કે નહીં?



સાસુ : તને ખબર છે બેટા, વિશાલ પેટમાં હતો ત્યારે મને જે જે ચીજ ભાવતી, એ બધી વિશાલને આજે પસંદ છે.

વહુ : પણ માજી તમારે દારૂ અને સિગારેટ નો'તાં પીવાં જોઈતાં!



સાહિલે પાર્કિંગમાં ઊભા રહીને બૂમ પાડી.

અરે ભાઈ, મારો ગાડી લૂછવાનો ગાભો આજે પાછો નથી મળતો. આનો અર્થ એ જ ને કે આપણો દેશ કારમી મંદીમાંથી પસાર થઈ રહ્યો છે, અથવા લોકોના સંસ્કાર તળિયે ગયા છે અથવા જેનો હતો એ ગાભો પાછો લઈ ગયા હશે?



# હાસ્યેન સમાપયેત




શાળાના આચાર્ય : ''તમારો દીકરો શાળામાં ખૂબ ત્રાસ આપે છે. કાલે ને કાલે તમે મળી જાઓ.''

પિતા : ''અમારો દીકરો ઘરે પણ ઘણો ત્રાસ આપે છે, અમે તમને કોઈ દિવસ મળવા બોલાવ્યા?''



પતિ : ''જ્યારે ને ત્યારે સાવ ખોટા ખર્ચા કર્યા કરે છે.''

પત્ની : ''મારા ખર્ચા જ ખોટા લાગે છે, તમે મોટા મોટા ખોટા ખર્ચા કરો છો એનું કંઈ નહિ?''

પતિ : ''લે, મેં વળી ક્યારે એવા ખોટા ખર્ચા કર્યા?''

પત્ની : ''કેમ મોટા મોટા વીમાનાં પ્રીમિયમ ભરો છો, પણ મરવાનો વખત આવ્યો ત્યારે ઘરમાં ભરાઈ ગ્યા!''



યુવાન : ''તમે સુંદર દેખાઓ છો.''

યુવતી : ''આભાર.''

યુવક : ''મનમાં થાય છે કે કાશ, આપણી વચ્ચે કશુંક હોત!''

યુવતી : ''મને પણ એવું જ થાય છે.''

યુવક : ''ખરેખર ! શું?''

યુવતી : ''દીવાલ.''



Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

Amul
The Taste of India



# તમારા પરિવારને આપો અસલી સ્વાદનો અનુભવ.




અમૂલ
શુદ્ધ ઘી

11414349

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.